મી. આરોટકૃત.

# હિંદના ઇતિહાસનો મુખ્તેસર હેવાલ.

૦-૫-૬

આઠમી આવૃત્તિ.

અમદાવાદ—આર્યોદય પ્રેસ.

# હિંદના ઇતિહાસનો મુખ્તેસર

## હેવાલ.

ડા. હંટર, લેથબ્રીજ, મોરિસ, એલ્ફીન્સ્ટન
વગેરે—કેટલાક ઐતિહાસિક ગ્રંથોના
આધાર પરથી.

ગુજરાતી ઊંચાં તથા અંગ્રેજી હલકાં ધોરણ
શીખનાર વિદ્યાર્થીઓની સુગમતા સારૂ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
મો. જે. બારોટ.
મહુધા—ખેડા.

આવૃત્તિ આઠમી.



અમદાવાદ "આર્યોદય" પ્રેસ.
સન. ૧૮૮૯—સંવત ૧૯૪૫
કિંમત ૦-૫-૬

# हिंदना इतिहासनो मुख्तेसर हेवाल.



## પ્રકરણ ૧ લું.

### भूगोळविषय.

**હકીકત**—હિંદુસ્તાન એ ત્રિકોણાકારે છે. તે મધ્ય એશિઆથી દક્ષિણે હિંદી મહાસાગર સુધી વધેલા છે. ઉત્તરે હિમાલય પર્વત; પશ્ચિમે અરબી સમુદ્ર તથા સુલેમાન ને હાલા પર્વત; પૂર્વે હિંદી મહાસાગર ને બ્રિટિશ બ્રહ્મદેશ અને દક્ષિણે હિંદી મહાસાગર છે. બીજા મુલકથી આવવાને વાવ્ય તથા ઈશાન તરફ બે રસ્તા છે. વાવ્ય તરફ અફઘાનીસ્તાન ને બલુચિસ્તાન છે, તથા ઈશાન તરફ બ્રહ્મદેશ છે. રાજધાની કલકત્તા છે. હિંદની ૧૯૦૦ મૈલ પોહોળાઇ તથા તેટલી લંબાઈ છે. ૨૫।। કરોડ માણુસની વસ્તી ને ૧૫ લાખ ચોરસ માઇલનું ક્ષેત્રફળ છે.

હિમાલયથી કન્યાકુમારી સુધી બરાબર નિરીક્ષા કરીને જોઈએ તો હિંદના ત્રણ મોટા પ્રદેશ પડેલા જણાય છે. (૧) હિમાલયનો પ્રદેશ. (૨) નદીનો પ્રદેશ અને (૩) દક્ષિણનો પ્રદેશ.

(૧) **હિમાલયનો પ્રદેશ**—આ બરફસ્તાનમાં હિમાલય પર્વત તથા શિવાલિક પહાડ, એ બે શાખાઓ પૂર્વથી પશ્ચિમમાં એક બીજાને સમાંતર રહેલી છે. એનું મોટું શિખર એવરેસ્ટ ૨૯૦૦૨ ફુટ ઉંચું છે. એ હારની પશ્ચિમ તરફ મોટી ખીણો છે, તેમાંથી સિંધુ, સતલજ, બ્રહ્મપુત્રા વગેરે નદીઓ નીકળે છે. હિમાલયની ઉત્તરે ટિબેટ દેશ છે. તે દુનીઆમાં સૌથી ઉંચો પ્રદેશ છે. તેની ઉંચાઇ ૧૬ હજાર ફીટ છે. ઉત્તર તરફથી હિંદુસ્તાનમાં આવવાનો રસ્તો

ઘણો વિકટ છે. કેટલાક પહાડી હિંમતવાન વેપારી ઘેટાંનાં ચામડાં પહેરી ખચ્ચર, ટટ્ટુ વગેરેની મદદથી હિમાલય ઓળંગી હિંદમાં આવેછે.

**अ શાખાઓ**—હિંદની ઉત્તરે બેવડા કોટ રૂપે એ હાર રહેલી છે. તેની બંને બાજુમાંથી દક્ષિણ ભણી મોટી શાખાઓ નીકળે છે. ઈશાનભણી આવેલા પટકોઇ અને નાગના પહાડ છે. એ શાખાના મૂળમાં બ્રહ્મપુત્રા નદીનો માર્ગ છે. વાયવ્ય તરફ આવેલી શાખાઓ દક્ષિણે સમુદ્ર સુધી આવેલી છે. તેનાં સફેત પહાડ, સુલેમાન, હાલા વગેરે જુદાં જુદાં નામ છે. એ શાખાના મૂળમાં ખાઈબર નામે મોટો રસ્તો છે. તેમાંથી કાબુલ નદી વહીને સિંધુને મળે છે. હિંદની અને અફઘાનીસ્તાનની વચ્ચે એ શાખામાંથી આવવા જવાને ચાર રસ્તા છે. ઉત્તરે ખૈબરઘાટ ને ત્યાંથી અનુક્રમે ઉતરતાં કુરમઘાટ, ગ્વાલેરીઘાટ, અને બોલનઘાટ આવેછે.

**ब જળાશય**—કોટરૂપી હિમાલય પર્વત, શત્રુનો અટકાવ કરે છે એટલુંજ નહીં પણ હિંદના લોકોને અન્ન, પાણી તથા ધન મેળવવાનું મોટું સાધન છે; કેમકે દક્ષિણના ઉષ્ણકટીબંધના સમુદ્રોમાં ઉનાળામાં જે પુષ્કળ વરાળ એકઠી થાય છે તે મોસમના પવનથી ઉત્તર તરફ આવે છે. ને તે હિમાલયને અથડાઈ ઠંડી પડી, તેના દક્ષિણ ભાગમાં પુષ્કળ વરસાદ આપેછે. ઇશાન તરફના ઢાળમાં આવેલા આસામમાંના ચીરાપુંજી નામે ડુંગરમાં ચોમાસાનો પવન વેહેલો અથડાવાથી ત્યાં આખી દુનિઆના બધા ભાગ કરતાં વધારે વરસાદ પડે છે. ત્યાં દર વરસે લગભગ ૫૨૩ ઇંચ વરસાદ વરસેછે. સન ૧૮૬૧ ની સાલમાં ૮૦૫ ઇંચ એટલે (૬૭ ફુટ) ત્રણ માળની હવેલી ડુબી જાય એટલું બધું પાણી પડયું હતું. હિમાલયના પ્રદેશમાં વાંસ, કોલસા, દેવદાર, જવ, બાજરી અને ચાહ એ મુખ્ય પેદાશ છે.

**નીકળનારી નદીઓ**--૧ હિમાલયની ઉત્તર તરફની ખીણુંમાંથી ઘણી નદીઓ નીકળે છે. તેમાં સિંધુ, બ્રહ્મપુત્રા, ગંગા અને સતલજ એ મુખ્ય છે. બધી નદીઓનાં મૂળ પાસે પાસે છે. સિંધુ અને સતલજ નદીઓ પ્રથમ પશ્ચિમભણી વહીને આગળ જતાં હિમાલયના દક્ષિણ તરફના ઢાળને રસ્તે નીચે ઉતરે છે. તેમની લંબાઈ લગભગ ૧૯૦૦ મૈલ છે.

(૨)**નદીઓનો પ્રદેશ**—હિમાલયની દક્ષિણમાં જે મોટાં મેદાન આવેલાં છે તેમાં વેહેનારી નદીઓના પ્રદેશને **નદીઓનો પ્રદેશ** કહે છે. તેનો વિસ્તાર પૂર્વે બંગાળી અખાતથી પશ્ચિમે આરબી સમુદ્ર સુધી છે. એ પ્રદેશમાં ધનવાન, હિંમતવાન નેવાડી વસ્તીવાળા પ્રાંત આવેલા છે. તેની આજુ બાજુ નીચલો બંગાળા, આસામ, અયોધ્યા, વાયવ્ય પ્રાંત, પંજાબ, સિંધ, રજપૂતસ્તાન વગેરે મોટાં રાજ્યો આવેલાં છે; ને તે બધામાં લગભગ ૧૫ કરોડ માણસની વસ્તી છે.

બ્રહ્મપુત્રાને ઝાઝી નદીઓ મળતી નથી, તેમ તેને કાંઠે ઝાઝી વસ્તી પણ નથી. ગંગા નદીને, જમના, ઘોઘરા, ગોમતી વગેરે ઘણી નદીઓ મળે છે. ગંગા જમનાનાં મૂળને, ગંગા નદીને, ગંગા જમનાના સંગમ ઉપરના અલ્હાબાદ શેહેરને, તથા તે નદી સમુદ્રને મળે છે ત્યાં આગળની જગાને હિંદુ લોકો પવિત્ર ગણે છે.

**નદીઓથી થતાં કામ**—(૧)ડેલ્ટા એટલે નદીના મુખ પાસે ત્રિકોણાકાર પ્રદેશ બને છે. (૨) ખાડીઓ બને છે. (૩) ખેતરોને પાણી પાય છે. ને માલ લઈ જાયછે.(૪)રેલ વગેરેથી નુકશાન કરેછે. (૫) સારા પાક થાય છે—બંગાળાની નદીઓના રસાળ પ્રદેશમાં વરસમાં બે ત્રણ પાક ઉતરેછે. ડેલ્ટાનો મુખ્ય પાક ડાંગર છે. બંગાળામાં જુદી જુદી પચાસ જાતની ડાંગર થાય છે. આસામમાં ચાહ,

અને કાશીની આજુ બાજુ અફીણ થાય છે. તે શિવાય શેતુર, શણ, રંગના પદાર્થ, નાળીએરી, તૃણ વૃક્ષ, ઘઉં, જુવાર, બાજરી વગેરે થાયછે.

(૩) **દક્ષિણનો ઊંચો પ્રદેશ**—એને અસલ દક્ષિણદેશ કહેતા. એ દ્વીપકલ્પ છે. એમાં મધ્યપ્રાંત, વરાડ, મદ્રાસ ઈલાકો, મહિસુર, નીજામનું રાજ્ય વગેરે કેટલાંક રાજ્ય આવેલાં છે. ગંગા નદીના પ્રદેશનાં દક્ષિણથી એની હદ શરૂ થાય છે. ઉત્તર બાજુને પશ્ચિમ છેડે ઊંચો આબુ પર્વત આવેલો છે. તેના ઉપર શ્રાવક લોકોનાં શોભાયમાન દેરાં છે. એ પ્રદેશની પૂર્વ બાજુએ વિંધ્યાચળ, સાતપુડો અને કેમુરના ડુંગર ઠેઠ રાજમહાલના ડુંગર સુધી આવેલા છે. એની પૂર્વે પારસનાથનો ડુંગર જૈન તીર્થ છે.

**દેખાવ**—એ ત્રીકોણાકાર ઊંચ પ્રદેશમાં પર્વતની હાર, મોટાં વન, શિખર, ખેડાણ પ્રદેશ વગેરે આવેલાં છે. એ પ્રદેશની પૂર્વ તથા પશ્ચિમ દિશાએ મોટા બે ઘાટ આવેલાછે. પૂર્વે તરફનાને પૂર્વઘાટ ને પશ્ચિમ તરફનાને પશ્ચિમઘાટ (સંહ્યાદ્રી) કહેછે. પૂર્વઘાટ તૂટક છે, ને પશ્ચિમઘાટ દરિયા વચે સીધી આડ રૂપે છે. તેની ને દરિયા વચ્ચેની સાંકડી પટીને કોકણપટી કહેછે. એ બંને ઘાટ દક્ષિણમાં નીલગીરી પાસે જોડાઇ જાયછે. એ હારમાં ઉંચામાં ઉંચું શિખર મહિસુરની દક્ષિણમાં દોદાબેટા કરીને છે.

**નદીઓ**—એ ત્રીકોણાકાર પ્રદેશમાં નદીઓ જુદી જુદી દિશાએ વહેછે. ઉત્તર તરફ વિંધ્યાચળ પર્વતમાંથી નીકળનારી નદીઓ ગંગાને મળેછે. તેની દક્ષિણે નર્મદા તથા તાપી વહેછે. તે પશ્ચિમે ખંભાતના અખાતને મળેછે. પછી પશ્ચિમઘાટ આવેછે. તેમાંની ગોદાવરી, કૃષ્ણા, કાવેરી વગેરે નદીઓ, પૂર્વે બંગાળાના ઉપસાગરને મળેછે.

**જંગલની પેદાશ**—આ પ્રદેશમાં જંગલ ઘણું છે. તેમાં સાલ,

અનુબસ, સીસમ, સાગ વગેરે ઈમારતી લાકડું થાય છે, ને ઘાટપર ઘણી જાતની વનસ્પતિ ઉગેછે. સપાટ પ્રદેશમાં બાજરી, કપાસ, ઘઉં વગેરે થાયછે. ને રૂ, તથા ઘઉ પરદેશ ચડેછે. એ પ્રદેશમાં કોયલા, લોઢાની કાંકરી, સોનું વગેરે ખનીજ પણ નીકળે છે.

**બ્રિટિશ બ્રહ્મદેશ**—એમાં ઇરાવતી નદીના કાંઠાનો પ્રદેશ છે એની પૂર્વે ઇરાવતી, પશ્ચિમે બંગાળી અખાત ને મધ્યે ડુંગરાની હાર છે તેને **યોમા** કહેછે. તે મુલક ઇંગ્રેજને તાબે છે. સ્વતંત્ર બ્રહ્મદેશ જે હાલ ઈંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધોછે, તેમાંથી ઇરાવતીની વાટે પુષ્કળ સાગ આવેછે. ઈરાવતીની સપાટ ખીણમાં ડાંગર તથા તમાકુ ઘણી થાયછે. તમાકુનાં પાંદડાંની બીડીઓ બ્રહ્મી સ્ત્રી પુરૂષ પીએ છે. આરાકાન, પેગુ અને ઇરાવતીની ખીણમાં ખનીજ તેલ નીકળેછે. દક્ષિણે આવેલી તીનાસરીમની સાંકડી પટીમાં કલઇ તથા લોઢાની કાંકરી નીકળે છે. બ્રહ્મદેશની મુખ્ય નિકાસ ઈમારતી લાકડું ને ચોખા છે.

---

## પ્રકરણ ૨ જું.

## લોક.

હિંદમાં બે પ્રકારનો મુલક છે. (૧) બ્રિટિશ રાજ્યની હકુમતનો ને (૨) દેશી રાજ્યનો. આખા હિંદમાં સને ૧૮૮૧ ની ગણુતરી પ્રમાણે ૨૫॥ કરોડ માણસની વસ્તી ગણાઈ હતી. તેમાં ૫॥ કરોડ દેશી રાજ્યની ને ૨૦ કરોડ બ્રિટિશ રાજ્યમાં છે. હિંદના ⅓ ભાગમાં દેશી રાજ્યો ને ⅔ માં બ્રિટિશ અમલ છે.

**દેશી રાજ્યો**—વાઇસરૉયના નીમેલા રેસિડેંટ કે પોલિટિકલ અધિકારીની મદદ અને સલાહથી દેશી રાજા રાજ્ય ચલાવેછે. એ-

આ રાજ્યના બાર જથા કરેલા છે. તેમાંથી ૧ રજપૂતસ્થાન, ૨ નિઝામનું રાજ્ય, ૩ મધ્ય હિંદનું રાજ્ય, ૪ વડોદરાનું ને ૫ મહિસુર એ વાઈસરૉયની હકુમતમાં છે; ને બાકીનાં મણીપુરનું રાજ્ય તથા મુંબાઇ, મદ્રાસ, વાવ્ય પ્રાંતો, બંગાળા ને પંજાબને લગતાં દેશી રાજ્યો સ્થાનિક અધિકારીને તાબે છે.

**બાર બ્રિટિશ પ્રાંતો**—બ્રિટિશ હકુમતના બાર પ્રાંત કરેલા છે ને એ દરેકને માથે ગવર્નર કે મુખ્ય અધિકારી છે. મુંબાઇ ને મદ્રાસમાં ગવર્નર ને બંગાળા, પંજાબ અને વાવ્ય પ્રાંતોમાં લેફ્ટેનેટ-ગવર્નરનો અમલ છે. તે શિવાય અયોધ્યા, મધ્ય પ્રાંત, બ્રિટિશ બ્રહ્મદેશ, આસામ, વરાડ, અજમેર ને કુર્ગ એ કમિશનરોને તાબે છે.

વાઈસરૉય તથા મુંબાઇ ને મદ્રાસના ગવર્નરોની નીમણુક મહારાણી કરેછે. તે શિવાયના બધા અધિકારીની નીમણુક વાઈસરૉય કરે છે પણ બંગાળાના લેફ્ટેનેંટ ગવર્નરની નીમણુક માટે સ્ટેટ સેક્રેટેરીની મંજુરી માગવી પડે છે.

| નંબર. | નામ. | ક્ષેત્રફળ ચો. મૈલ. | વસ્તી. |
|---|---|---|---|
| ૧ | બ્રિટિશહિંદ | ૮ લાખ | ૧૯૯૦૦૦૦૦૦ |
| ૨ | ખંડિયાં રાજ્ય | ૫ લાખ | ૫૫૩૦૦૦૦૦ |
| ૩ | પોર્ટુગીઝ સંસ્થાનો | ૧૦૮૦ | ૪૦૦૦૦૦ |
| ૪ | ફ્રેંચનાં સંસ્થાનો | ૧૭૮ | ૨૭૧૦૦૦ |
| | | | ૨૫ાા કરોડ લગભગ. |

લોકના ૪ પ્રકાર—(૧) अनार्य એટલે મૂળ વતની ૧ કરોડ ૮૦ લાખ છે. (૨) आर्य એમાં બ્રાહ્મણ ને રજપુતો છે; તે ૧ કરોડ ૬૦ લાખ છે. (૩) हिंदु એમાં આર્ય અનાર્યથી મિશ્ર થયેલા લોક તેમની વસ્તી ૧૨ કરોડ ૪૦ લાખ છે. (૪) મુસલમાન ઇ. સ. ૧૦૦૦

ને સુગારે એટલે ઘિજનીવંશનો અમલ થતી વેળા આવેલા. તે ૪ કરોડ ૧૦ લાખ છે એમ ૧૯ કરોડ ૯૦ લાખ માણસ બ્રિટિશ હિંદમાં છે ને પાા કરોડ ખંડીયાં રાજ્યની વસ્તી પણ ઉપલી ચાર જાતીમાંની છે.

**પ્રાચીન જાતો**—હિંદના પ્રાચીન ઇતિહાસનું જોઇએ તેવું જ્ઞાન મળતું નથી પણ તેમાં મુખ્ય બે જાતો જમીન માટે લડતી જણાય છે. (૧) આર્ય—તે ગૌરવર્ણી, પ્રાૌઢ ભાષા બોલનારી ને ઉત્તમ દેવપૂજક હતી. તે વાયવ્યકોણથી આવી. (૨) અનાર્ય—આ જાત હિંદની અસલ વતની છે. નવાલોકે તેને પર્વતમાં હાંકી કાઢી, તથા ગુલામ બનાવી. એ બે જાતોની વચ્ચેનો જથો હાલ હિંદમાં ઘણો છે. ને તેઓ અનાર્યમાંથી ઉત્પન્ન થયા હોય એમ જણાય છે. એ બે જાતની પછી ઇસ્વીસનના આરંભે ત્રીજી સિથિયન કરીને જાત આવી, અને ત્યાર પછી હજાર વર્ષે મુસલમાનો આવ્યા.



# પ્રકરણ ૩ જું.

## અનાર્ય લોક.

**અ** હિંદના જુના વતનીને **અનાર્ય** કહે છે. તેઓએ પોતાની કાંઇ હકીકત લખી રાખી નથી, પણ તેમનાં કરેલાં કામ પાષાણચક્ર, પાળીયા, પથ્થરના ઢગલા, વગેરે પાછળ રહેલું છે. એ પાળીયા અને પથ્થરની નીચે તેઓ મડદાંને દાટતા. એ કબરો પરથી માલમ પડે છે કે તેઓ જુના વખતમાં માટીનાં ગોળ વાસણ વાપરતા; લોઢાનાં હથિઆરથી લઢતા અને ત્રાંબા સોનાનાં ઘરેણાં પહેરતા. એમની પહેલાં થઇ ગયેલા લોકો ચકમક અને પથ્થરનાં હથિઆર વાપરતા. તેની નિશાનીઓ નર્મદાના પ્રદેશમાં હાથ લાગે છે.

આર્ય લોકે તેમને દસ્યુ એટલે દુશ્મન અને દાસ કહ્યાછે. તેઓ

રંગે કાળા હતા, ચેહેરો ચપટો માંગોલી હતો, ને નાક ચપટાં હતાં. સીકંદરે પણ એમની બદસુરતી વિષે ટીકા કરી છે. વેદમાં તેમને માટે યજ્ઞ ભંગ કરનાર, માંસ ખાઉ. અનાડી, વગેરે ઘણાં તીરસ્કાર ભરેલાં વિશેષણ લખેલાં છે. પરંતુ એ વખતની બધી જાતો જંગલી નહોતી. કેટલીએક સુધરેલી પણ હતી. એમાંની કેટલીક જાતો હજી હિંદના પહાડોમાં કંઇક કંઇક રહેલી છે. તેઓની રૂઢીઓ અને ધર્મવિધિ ભિન્ન ભિન્ન છે. તેમાંની કેટલીકની હકીકત નીચે પ્રમાણે છે—

**૧ અન્દામાન બેટના રહેવાશી**—બંગાળી અખાતના અનાર્ય લોક સૌથી વધારે જંગલી હાલતમાં છે. સને ૧૮૫૫માં અંગ્રેજ સરકારે જ્યાં થાણું બેસાડવાની ગોઠવણ કરી, તે વેળા ત્યાં માંસ ખાનારા નાગા લોક જોવામાં આવ્યા. તેઓ ખુશીની વખતે રાતા અને શોકની વખતે કાળી માટી શરીરે ચોપડતા. તેમનાં નામ જન્મ્યા પહેલાં પાડતા, તેથી સ્ત્રી કે પુરૂષનાં સામાન્ય જાતીનાં નામ પડતાં; રોગ ફેલાવનાર એક દેવને તેઓ માનતા. પાંચ વર્ષ સુધી તેમણે તીરકામઠાંથી સરકારી અમલદારો સાથે લડાઇ કરી. આખરે તેમને છાપરાં બાંધી આપી તેમાં વસાવ્યા, ને ધીમે ધીમે શાંત પાડ્યા.

**૨ મદ્રાસ ઇલાકાના ડુંગરી લોક**—મદ્રાસ ઇલાકાના દક્ષિણમાં આવેલા અનમેલ નામે ડુંગરોમાં ઘણી અનાર્ય જાતો રહેછે. ૧ પુલીએર નામે લોક, લાંબા વાળવાળા, જંગલી દેખાવના, ઉંદર તથા બીજાં નાનાં પ્રાણી અને જંગલી વનસ્પતીનો આહાર કરનાર ને દૈત્ય પૂજક છે. ૨ મુન્દવેર નામે બીજી જાત છે, તે ભરવાડની પેઠે રખડતી અવસ્થામાં રહેછે. ને પાંદડાંની ઝુંપડી કે કોતરમાં રહેઠાણ કરે છે. ૩ કદર (ડુંગરોનાધણી) લોકો જાડા હોઠવાળા ને નાના

શરીરવાળા છે. તેઓ શિકારપર ગુજરાન ચાલાવે છે, તથા તેમનાથી હલકી જાતોપર અમલ ચલાવે છે. તેમની સમાધો ડુંગરોમાં છે. ૪ નેર નામે નૈરૃત્ય તરફના રહેનાર લોકોમાં એક સ્ત્રીને ઘણા ધણી કરવાનો રીવાજ છે, ને પોતાનાં છોકરાને વારસો ન આપતાં બેનનાં છોકરાંને આપે છે.

**૩ મધ્ય ભાગના અનાર્ય**—મધ્ય પ્રાંતમાં અનાર્ય લોકની ઘણી જાતો વસે છે. બધામાં સુધરેલી ગોંડ નામે જાત છે. બીજી જાતો જંગલી છે, ને શિકાર કરી જંગલમાં પડી રહેછે. તેઓ ચકમકના તીરો મારવામાં હુશિયાર છે. "મારી" નામે જાત ઘાસના ઝુંપડામાં રહે છે ને અજાણ્યા માણસને જોઇને નાસે છે.

**૪ ઓરીસાની પાંદડાં પહેરનારી જાત**—હિંદની પૂર્વમાં આવેલાં ઓઢીઆના સંસ્થાનમાં એક ગરીબ જાત રહે છે. તેમની દસ હજારની વસ્તી છે. તેમને **પતુઆ** એટલે પાંદડાં પહેરનાર કહે છે. થોડાં વરસ પર તેમનાં બૈરાં નવસ્ત્રાં ફરતાં. ફક્ત કેહેડે મણકાની માળા પહેરી તેની આગળ પાછળ પાંદડાંનો ઝુમખો લટકાવતા. સને **૧૮૭૧** પછી તેઓ કંઇક સુધર્યાં છે.

**૫ હિમાલયની જાતો**—હિમાલયના ઢાળ તથા ખાંચામાં ઘણી અનાર્ય જાતો છે. આસામના કેટલાક ડુંગરી લોકોમાં ગાઉ કે બીજું અંતર જાણવાને માટે શબ્દ નથી પણ માર્ગમાં તમાકુ કેટલી ખાધી કે પાન કેટલાં ચાવ્યાં, તે પરથી ચાલવાનું માપ કાઢેછે. કામ કરવામાં સુસ્ત, વિકાળ, કાળા, ને શરીરે ઠીંગણા છે. અસલ તેઓ લૂટફાટ વગેરે હલકાં કામ કરી ગુજારો કરતા, પણ તેમને હાલમાં સરકાર, ચોકીદાર બનાવી ખોરાકી પોષાકી પુરી પાડેછે.

**૪ વધારે સુધરેલી અનાર્ય જાતો**—ત્રણ હજાર વર્ષપરની વેદના ઋષીઓએ વર્ણવેલી ઉપર કહી તેવી જાતો સિવાય સુધરેલી અનાર્ય જાતો પણ હિંદમાં ચોતરફ રહેલી છે. તેમાં સંતાલ અને કંધ એ મુખ્ય છે.

**૧ સંતાલ લોકો વિષે**—નીચલા બંગાળામાં ગંગા નદીની આસપાસ આવેલા પ્રદેશમાં આ લોક રહે છે. એમની વસ્તી દશ લાખની છે. તે ખેતી કરી એક ઠેકાણે રહી પોતાનો ગુજારો ચલાવે છે. ગામનો વહીવટ તે ગામના મુખી કરે છે. તેના હાથ નીચે એક મદદગાર મુખી ને ચોકીદાર હોય છે. મુખી તથા મદદગાર મુખીની આજ્ઞામાં તેમને પરણતાં સુધી બરાબર રહેવું પડે છે. તેમનામાં હિંદુના જેવો જ્ઞાતિ ભેદ નથી; પણ સાત શાખા છે ને તે બધાનો પૂર્વજ એકજ માને છે. આખું ગામ જોડે ઉજાણી, શિકાર ને દેવપૂજન કરે છે. ગુનેગાર માટે જાતથી બહાર કાઢવો, એ એક સજા હતી. ભારે ગુન્હા માટે ગામમાંથી કાઢી મેલતા. તેમ ગુન્હાના અપરાધ માટે ગામને ઉજાણી આપવાની શિક્ષા થતી.

**ક્રિયાઓ**—તેમનામાં બાળલગ્ન નથી. ૧૫-૧૭ વર્ષની ઉમરે જુવાન સ્ત્રી પુરૂષો મન ગમતાં લગ્ન કરેછે. લગ્ન ક્રિયાની અંતે કન્યાનાં પીયરીયાં પોતાની દીકરીનો સંબંધ હવે તૂટ્યો, તે બતાવવાને સળગતા અંગારા સાંબેલા વતી કચરેછે; ને પાણી છાંટી ઓલવી નાંખે છે. સ્ત્રીનું સન્માન કરે છે. પેહેલી સ્ત્રી વાંઝણી હોય તોજ બીજી પરણે છે. મડદાને ક્રિયા કરી બાળે છે ને તેની ખોપરીના ત્રણ કકડા દામોદરા નદીમાં નાંખે છે.

**ધર્મ**-ધર્મ સંબંધી અજ્ઞાનતા ઘણી છે. આખા જગતનો એક દયાળુ નિયંતા છે તેની તેમને ખબર નથી. તેઓ જાણે છે કે પૃથ્વી

રાક્ષસોથી ભરપૂર છે ને તેની કરડી નજર ન થાય માટે તેને બ-કરાં વગેરેનો ભોગ આપે છે. ભૂત, પીચાશ, વૈતાલ વગેરેને ખુશ રાખવા જોઇએ, એમ તેઓ માને છે. ઝાડોમાં ભૂત રહેછે એમ માની દરેક ઝાડને તેઓ પૂજે છે.

**ઇતિહાસ**—અઢારમા સૈકાની આખર સુધીમાં તેઓ આજુબાજુનો પ્રદેશ લૂટી ગુજારો ચલાવતા પણ હાલમાં ઠરી ઠામ બેઠા છે. પોતાના બાપનું દેવું દીકરાએ આપવું, એમાં તેઓ ઘણી આબરૂ માને છે. સને ૧૮૮૫ માં તેમણે જબરૂ તોફાન મચાવ્યું હતું. છેવટે એ બંડ ઘણી મેહેનતે સમાવ્યું. ને તેમને એક અમલદાર આપી, સાદી રાજનીતિ ઠરાવી આપી, હાલ તેઓ આબાદ હાલતમાં છે.

**(૨) કંધ અથવા કોંધ લોક વિષે**—કંધ=પર્વતમાં રહેનાર. ઓરિસ્સાની આજુ બાજુ આવેલા પહાડોમાં તેમની વસ્તી આશરે એક લાખની છે. તેમનામાં મુખ્ય સત્તા વડીલને હાથ રહે છે. કુટુંબમાં બાપ જીવતો હોય ત્યાં સુધી મોટા દીકરાનું કંઇ ચાલતું નથી. બધા એક ઘરમાં રહી મોટી માનું રાંધેલું જમે છે, એમના ટોળાની મોટી શાખામાં જે મોટો દીકરો હોય; તે આખા ટોળામાં ઉપરી બને છે, પણ તે લાયક ન હોય તો કાઢી મુકે છે.

**વરવાઢને સજાની રીતો**—ઇ૦ સ૦ ૧૮૫૩ માં તેમને માટે સરકારે કાયદા ઠરાવ્યા. ત્યારથી ખુનને બદલે ખુન કરવાનો ધારો બંધ પડ્યો, નહિતો મરનાર આદમીના કુટુંબી મારનારનો ઘાત કરતા, પણ મરનારના કુટુંબને અનાજ વગેરે આપી સમજુત કરે તો માફ થતું. જે માણસ જખમી થાય તેને જખમી કરનારને પાળવો જોઈએ. ચોરેલા માલનું મૂલ લેતા. બે વાર ચોરી કરતાં પકડાય તેને નાત બહાર મૂકવાની ભારે સજા કરતા, અને અપુત્ર મરનારની

મિલ્કત બીજા વડીલને મળે છે. સ્ત્રીને મિલકત લેવાનો હક નથી.

**ખેતી**—હિંદુની પેઠે એકજ ઠેકાણે રહી કે આર્યની પેઠે ઠામ ઠામ ભટકતા રહી ખેડ કરતા નથી, પણ એક ઠેકાણે લાંબી મુદત રહીને ત્યાંનો કસ જાય ત્યારે બાર ચૌદ વરસ પછી બીજું ગામ વસાવી ત્યાં રહે છે.

**લગ્નવિષે**—ઉજાણી કે મેળામાં કંધ લોક ભેળા થયા હોય, તેમાંથી બળાત્કારે કન્યા ઉપાડી જવી, એ તેમનાં લગ્ન છે. પછી વરનો બાપ કન્યાનું મૂલ આપે છે. પોતાના દીકરાથી મોટી ને મજબુત કન્યા પસંદ કરે છે. દીકરો મોટો થતા સુધી કન્યા પોતાના સાસરામાં ચાકર માફક રહે છે. પુરૂષો નાના હોવાથી બૈરીઓ તેમનાપર સત્તા ચલાવે છે. એક બાયડી જીવતી હોય ત્યાં સુધી તેની રજા વગર બીજી બાયડી પરણતો નથી.

**વિશેષ હકીકત**—આર્ય લોકે તેમને પહાડમાં નસાડ્યા તે વેળા પહાડમાં જે જંગલી લોક વસતા તેમને કંધ લોકે દાસ કર્યા છે. કંધ લોકને ખેતી તથા યુદ્ધ સિવાય બીજું ગમતું નથી, તેથી તેઓ ગુલામો પાસે સુતારનું, લુહારનું, ભરવાડનું, કુંભારનું, ગંદકી સાફ કરવાનું વગેરે હલકાં કામ કરાવેછે. ગુલામોથી જમીનદારી, યુદ્ધ કે દેવપુજન થતાં નથી. સંતાલની પેઠે કંધ લોકને પણ ઘણા દેવો છે. સૃષ્ટીમાં ઉત્પન્ન કરનાર શક્તિ જે પૃથ્વી દેવ, તેને મુખ્ય માને છે. વાવણી, કાપણી વેળા ને આફતને વખતે એ દેવને ભોગ આપતા; ઈ. સ. ૧૮૩૬ થી કંધ લોક બ્રિટિશ આશરા તળે આવ્યા, ત્યારથી નરમેધ બંધ પડ્યો. તેમના ડુંગરોમાં સડકો કરી છે. તેમની રીતભાતમાં સરકાર હાથ ઘાલતી નથી. હાલ તેઓ આબાદ છે.

**(૩) ત્રણ અનાર્યકુળ**—આશરે ત્રણ હજાર વર્ષની પહેલાં

જ્યારે આર્ય લોકે આ દેશ જીત્યો ત્યારે તેના જે અસલ વતની હ-
તા; ને જેઓ હિંદમાં હાલ છુટક છુટક રહેલા છે, તેઓ ક્યાંથી
આવ્યા તે બરાબર માલુમ પડતું નથી; પણ તેમની દંત કથા તથા
ભાષાપરથી તેમનાં ત્રણ કુળ છે, એમ જણાય છે.

**પહેલું કુળ**—ટીબેટ બ્રહ્મદેશમાંથી આવી હિમાલયની હદમા
રહેલું. ને તેમના વંશજો હાલ તે ઠેકાણે છે.

**બીજું**—એ પણ ઈશાન માર્ગે થઇ બંગાળામાં પેઠેલું જણાય
છે ને દક્ષિણ હિંદના પહાડી ઉંચ પ્રદેશની ઈશાન તરફ તેઓ હા-
લ રહે છે.

**ત્રીજું**—(દ્રવીડ કુળ)–તે વાવ્ય કોણને માર્ગે પંજાબમાં
પેઠેલું જણાય છે ને દક્ષિણ હિંદના દક્ષિણ ભાગમાં કન્યાકુમારી
સુધી તેમની વસ્તી છે.

**અનાર્યનાં સામાન્ય લક્ષણ**—તેમની સાથે હેતથી વર્તીએ
તો તેઓ સાચા, પ્રમાણિક, નિમકહલાલ, ને માયાળુ જણાય છે. પ-
હાડી લોકમાં સારા સીપાઇ થવાનો ગુણ છે. દક્ષિણની લડાઇઓમાં
બ્રિટિશ ફોજમાં મદ્રાસ ઈલાકાના અનાર્ય હતા. પ્લાસીના યુદ્ધમાં પણ
અનાર્ય હતા. ગુરખા લોક પણ હિમાલયની અનાર્ય જાત છે. તેઓ
બહાદૂર લડવૈયા છે, ને બ્રિટિશ ફોજમાં ઉત્તમ વર્ગમાં ગણાય છે.

---

## પ્રકરણ ૪ થું.

## आर्यलोक.

એ જાત હિંદના વાયવ્ય ખુણામાંથી હિંદમાં આવી, પ્રાચીન
આર્ય જાત કે, ઇંદો જર્મન કુળમાંની એ શાખા હતી. એનો મૂળ
વાસ મધ્ય એશિઆમાં હતો, ને ત્યાંથી તેની જુદી જુદી શાખા

જુદે જુદે ઠેકાણે જઇ વસી. એક શાખા પશ્ચિમ ભણી ગઈ, ને તેના કૂળમાં હાલ રોમન, ગ્રીક, અંગ્રેજ વગેરે છે. બીજી શાખા પૂર્વ ભણી ગઇ, ને હિમાલયના ઘાટોની વાટે હિંદુસ્થાનમાં ફેલાઈ. તેમાં મુખ્ય રજપુત, ને બ્રાહ્મણ હતા. પુર્વ અને પશ્ચિમ ભણી ગયેલી શાખાઓએ ત્યાંના અસલ વતનીઓને ખશેડી પોતે જમીન પડાવી લીધી. યુરોપનો તથા હિંદનો પ્રાચીન ઇતિહાસ એ બાબતનોજ છે.

## મુળસ્થાનમાં અવસ્થા.

એશિઆના અસલ રહેઠાણમાં તેમની હાલત કેવી હતી તેનું બરાબર વર્ણન જણાયું નથી, પણ યુરોપ તથા હિંદની બોલી ઉપરથી કેટલીક બીના જણાય છે. તેઓ પોતાનાં ઢોર સહિત જુદે જુદે ઠેકાણે ભટકતા, ને અનાજનો પાક કરી ગુજારો ચલવતા, રાંધેલું અનાજ ખાતા, ઘર કામમાં પશુ પાળતા, લોઢાનાં હથીયાર વાપરતા, લુગડાં પહેરતા, ને સખ્ત મહેનત કરતા. વેદના અસલના આર્યોએ ૧૦૦ શિઆળા સુધી જીવવાનું માગ્યું છે, એપરથી જણાય છે કે અસલ તેઓ ઠંડા મુલકમાં રહેતા.

**યુરોપીયન અને હિંદનુ મળતાપણું**—હિંદુ, રોમન, ગ્રીક, અને ઇંગ્રેજના પૂર્વજો એક હતા, ને એક દેવને માનતા. હાલ તેમની ભાષાઓ ભિન્ન ભિન્ન લાગે છે. પણ તે બધાનાં મૂળ જોઈએ તો ઘણી ખરી બાબત મળતી આવે છે. બાપ, મા, ભાઈ, બેન વગેરેનાં નામ હિંદુ, રોમન, ઈંગ્રેજ વગેરેમાં મળતા આવે છે. જેમ સંસ્કૃત માતૃ, ઇંગ્રે. મધર, અને લેટીન મેટર;-સંસ્કૃત-ભ્રાતૃ, ઇંગ્રે. બ્રધર, લેટીન, ફ્રાટર;-સંસ્કૃ. તૃષા (તરસ), ઈંગ્રે-થરસ્ટ;-સંસ્કૃ-સપ્તન્. ઇંગ્રે-સેવન. લેટીન સેપટેમ-સંસ્કૃ-દેવર, લેટીન ડેવર;-વગેરે ઘણા

શબ્દ મળતા આવે છે.

એ સિવાય બંનેના ધર્મનું મૂળ એકજ હતું. સંસ્કૃત દેવ, લાટીન ડીઉસ, ગ્રીક જિઉસ. સંસકૃત વરૂણ, અને ગ્રીક ઉરનસ વગેરે વળી પોતાની મૂળ ભૂમીમાં જે પૌરાણીક વાર્તાઓ સાંભળેલી, તેની અસર હિંદુ તથા યુરોપિયનમાં સરખી થઇ છે. એ બધા ઉપરથી સાબિત થાય છે કે બધાનું મુળસ્થાન એક હતું.

**હિંદિ આર્યોનું પ્રસારણ**—વેદના મંત્રો હિંદુ શાખાને પોતાના મૂળ સ્થાનથી અગ્નિ તરફ પ્રસરતી જણાવે છે. પ્રથમ કાબુલ આગળ, પછી ગંગા આગળ, ને ધીમે ધીમે દક્ષિણમાં ફેલાએલી જણાય છે. પંજાબમાં તેઓ પોતાની રખડતી હાલત છોડી, નદીઓ જોઈને એક મુકામ રાખી ખેડ કરવા લાગ્યા. તેઓના વેદમાં સિંધુ નદીના તથા હિમાલયના ઉત્તર ભાગનાં ઘણું વખાણ કર્યાં છે. હિમાલયની ઉત્તરે દેવ તથા શૂરા લોકોને રહેવાનું સ્વર્ગ છે એમ કહેલું છે.

**રૂગ્વેદ અને હિંદની હાલત**—હિંદમાંના આર્ય પંજાબમાં વસ્યા, તેની નિશાનીનું પુસ્તક રૂગ્વેદ છે. તેને હિંદુ લોક અનાદિ એટલે ઇશ્વર રચિત માને છે, ને કેટલાક ઈ. સ. પૂર્વે ૩ હજાર વર્ષ પર રચાએલો ગણે છે. રૂગ્વેદ સંહિતામાં ૧૦૧૭ સુક્ત છે. ને ૧૦૫૮૦ શ્લોક છે. એ ગ્રંથોમાંથી આર્યોની કેટલીક હાલત જણાય છે. તેઓમાં ઘણું ગોત્ર હતાં. તેમનામાં ઘણી જાતો નહોતી. ઘરનો પિતા તેજ ગોર હતો. ગોત્રના પીતાનું ને પુરોહિતનું કામ તેમાંનો વડીલ કરતો. મોટા યજ્ઞ વીગેરેની ક્રિયા હોશિયાર હોય તે કરે. રાજા ઠરાવવાનું લોકના હાથમાં હતું. સ્ત્રીઓની હાલત સારી હતી. વેદમાં કેટલાંક સુક્ત સ્ત્રીઓએ લખેલ છે. સતી થવાનો ચાલ નહોતો. ઘ-

ણી ધણીઆણી સંપ સંપી રહેતાં, મડદાંને બાળતા, પુનર્જન્મ ગાં નતા નહીં. તેમનામાં સુતાર, લુહાર વગેરે કારીગર હતા. તેઓ રથે ચડી લડતા, પણ હાથીએ ચડી ન લડતા, ઘોડેસ્વાર હતા, ખેતી કરતા, ને કેટલાક પોતાની ગાયો સાથે ફરતા હતા. પશુ એ તેમનું ધન હતું, ગોમાંસ ખાતા, સોમ નામે છોડનો દારૂ પીતા ને દેવોને તે ધરાવતા—એમ તેઓ ઉત્તરમાંથી આવી આગળ વધતા ગયા.

**વેદના દેવ**—દેવોપર ઘણો ભરોસો રાખતા. સૃષ્ટિની, સૂર્ય દેવ, અંધકાર વૃષ્ટિ વગેરે શક્તિઓ એ તેમના દેવ હતા. સ્વર્ગ પિતાને માટે હિંદુ, રોમન, ગ્રીક વગેરેમાં મળતો શબ્દ છે. ઇંદ્રિ દેવ જે વરસાદ આપે છે તેની સ્તુતિ બધાથી વધારે છે. ઈંદ્રથી ઉતરતો અગ્ની દેવ છે. તોફાનનો દેવ મરૂત છે. ઉષા એ પ્રભાત કરનાર છે. સિવાય સૂર્ય, ચંદ્ર, વાયુ વગેરે ઘણા દેવોનું વર્ણન વેદમાં છે. ૩૩ દેવો મુખ્ય છે. ૧૧ દેવ લોકમાં, ૧૧ પૃથ્વી પર ને ૧૧ અંધર રહેલા છે.

**વેદમાં પરમેશ્વર સંબંધી વિચાર**—હિંદના આર્યો પોતાના દેવ ઉપર ઘણી આસ્થા રાખતા. જે દેવની તે ભક્તિ કરતા તેજ દેવ પરમેશ્વર છે, એમ માનતા. ઇંદ્રિ, વરૂણ વગેરેને દેવ માની તેમની સ્તુતિ કરતા. વેદમાં એક પરમેશ્વરને પૂજવા વિષે કહેલું છે, પણ તે અસર બીજા દેવની સ્તુતિ કરતાં રહેતી નહીં. યજુર્વેદ સંહિતાના એક મંત્રમાં લખેલું છે કે, "પ્રથમ એક સુવર્ણ બાળક જન્મ્યો તેજ પ્રભુ, તેણે પૃથ્વી, પ્રાણી, આકાશ વિગેરે સ્થાપન કીધાં. તે પ્રાણદાતા, સર્વ શક્તિમાન, જેની આજ્ઞા સર્વ દેવો કબુલ કરે છે, બધાં દુનિઆં પર જેનો અમલ ચાલે છે, ને સ્વર્ગ વગેરેનો ઉપરી છે. કયા દેવને અમે બળિદાન ધરાવીએ?" એમ કહેલું છે

**પાછલાં વેદશાસ્ત્ર**—આર્યનો પ્રથમ ધર્મ ગ્રંથ રૂગ્વેદ હતો, પણ પાછળથી તેના ઉપરથી બીજા ત્રણ વેદ થયા, તે બધા ઈશ્વરે બનાવેલા છે, એમ તેઓ માને છે. બીજો શામવેદ સોમયજ્ઞને માટે બન્યો. ત્રીજો યજુર્વેદ બન્યો. તેમાં મોટા યજ્ઞો વખતે ભણવાના મંત્રો છે. એના કૃષ્ણ અને શુકલ એવા બે ભાગ છે. રૂગ્વેદને છેડે જુના મંત્રો છે. તેનો, તથા તથા બીજા મંત્રો મળીને ૪ થો અથર્વવેદ બન્યો. એ બધાનું પુર ૧ લાખ મંત્રનું છે એમ કહેવાય છે. એ દરેક વેદના ૩ મુખ્ય ભાગ છે. ૧ સંહિતા ( મંત્ર )—એમાં સ્તુતિ પ્રાર્થનાનો ભાગ. (૨) બ્રાહ્મણ—એ ગદ્ય ગ્રંથમાં બે ભાગ છે. આરણ્યક અને કર્મ બ્રાહ્મણ. આરણ્યકમાં રૂષિને વર્તવાના નિયમો બાંધેલા છે, અને કર્મમાં ગ્રહસ્થને કરવાનાં કર્મકાન્ડ છે. (૩) ઉપનિષદ એમાં આત્મા પરમાત્મા સંબંધી વીચાર છે. તેની સંખ્યા બાવન છે. ને તેમાં દસ મુખ્ય છે. પછી સૂત્ર થયાં એ દરેક શાખાનાં જૂદાં જૂદાં છે. એના બે ભાગ છે. શ્રોત અને ગૃહ્ય. શ્રોતમાં યજ્ઞ ક્રિયા વગેરેનું વર્ણન, ને ગૃહ્યમાં ગ્રહસ્થના ધર્મ છે. એ બધાંને શ્રુતિ (વેદ) એટલે પરમેશ્વરથી સાંભળેલું કહે છે. પછી ૧૮ પુરાણ ને ૨૨ સ્મૃતિ થઈ. એ બધાં સ્મૃતિ એટલે સાંભળેલું કહેવાય છે.

**પાછલી નાતો ને બ્રાહ્મણની વડાઇ**—હિંદના આર્યો પ્રથમ પંજાબમાં રહ્યા, ત્યાં દરેક ઘરનો ઉપરી, ગોર; યોદ્ધા ને ખેડુત હતો, પણ પાછળથી રાજાઓએ તેમને મોટા મોટા યજ્ઞ વગેરે ક્રિયાના કામ સોંપ્યાં તેથી તેઓએ ખેતી, યુદ્ધ, વગેરે પડતું મુક્યું ને ગોરપણુંજ રાખ્યું. તેમનામાં પાછળથી કામ પ્રમાણે ૪ ભાગ પડયા. ૧ ગોર એટલે બ્રાહ્મણની, ૨ લડવૈયાની એટલે રજપુતો કે ક્ષત્રીની ૩ ખેડુતોની તે વૈશ્ય કહેવાતા, ને ૪ શુદ્ર એટલે અનાર્ય

લોકોની—પહેલી ત્રણ જાતોને દ્વિજ એટલે બે વાર જન્મેલી કહેતા, ને ત્રણેનાં દેવપૂજન, વગેરે એકજ હતું. અનાર્ય અથવા શુદ્રને પ-ન્ન વગેરેમાં આવવા દેતા નહીં, જમણવારમાં સામેલ ન રાખતા, ને એકવાર જન્મેલા વગેરે તિરસ્કારના શબ્દોથી બોલાવતા. તેમને ગુલામગીરી કરવાનુંજ કામ હતું. ચારે વર્ણમાં બ્રાહ્મણે પોતાની વિદ્યાના બળવડે ઉંચપણું પ્રગટ કર્યું. તેઓ કહેતા કે બ્રહ્માએ જ-ગત પેદા કીધું, તેના મુખમાંથી અમે પેદા થયા છીયે, ને બીજી વર્ણ ક્ષત્રિ બાહુમાંથી, વૈશ્ય જાંઘમાંથી ને શુદ્ર પગમાંથી પેદા થયા છે, માટે અમે શ્રેષ્ઠ છીયે, ને તે અધિકાર તેમણે ગુરૂપદવી લેઇ ટ-કાવી રાખ્યો. તેઓ પ્રજાના ઉપદેશક ને રાજાના મંત્રી હતા. દેશના દેવોને સંતોષવા, એ તેમનું કામ હતું.

**બ્રાહ્મણના ચાર આશ્રમ**—દરરોજ સ્નાન સંધ્યા વગેરે ૭ કર્મ કરવાં પડતાં, તે સિવાય તેમના જન્મારાના ૪ ભાગ પાડેલા હતા. તેઓ જન્મે ત્યારે બ્રાહ્મણ ન કહેવાતા, પણ જનોઇ સંસ્કાર કરે ત્યારે બ્રાહ્મણ થતા. પછી તેમને ૪ આશ્રમ ભોગવવા પડતા. (૧) બ્રહ્મચર્ય—એટલે નાનપણ તથા જુવાનીનો વખત ભિક્ષા માગી ગુરૂસેવા ને ભણવામાં જતો. (૨) ગ્રહસ્થાશ્રમ—એટલે લગ્ન કરીને સંસારી કામ કરવું પડતું. (૩) વાનપ્રસ્થ—એટલે વનમાં કંદમૂળ ખાઇ ઈશ્વર ભક્તિ કરવાની હાલતમાં રેહેવું તે. (૪) સન્યસ્ત=સં-સારી લાલચનો તથા, સુખ દુઃખ, આશા, ભિક્ષા વગેરેનો ત્યાગ કરી કેવળ પરમાત્મામાં લીન થવું, વગર માગે જે આપે તે ખાવું, એક ગામમાં એક દિવસ રહેવું, ને પોતાનો વખત અભ્યાસ અને બ્રહ્મ વિચારમાં કાઢવો તે.

**હાલના બ્રાહ્મણ**—આત્મ અભ્યાસી અને ઇંદ્રિયજીત રહેતા-

નો નિયમ પાળનાર પૂર્વ કાળમાં બ્રાહ્મણ હતા. તેમની ૩૦૦૦ વર્ષની રહેલી અસર હાલના બ્રાહ્મણમાં છે. રજપૂત તથા બીજી જ્ઞાતોથી બ્રાહ્મણ તુરત ઓળખાઇ આવે છે.

**બ્રાહ્મણોની ધર્મ વિદ્યા**—કેટલોક વખત જતાં બ્રાહ્મણો પોતાના ધર્મ સંબંધી જ્ઞાનમાં વધારે ઊંડા ઉતર્યા; ત્યારે તેમને માલમ પડયું કે વેદના મંત્રોમાં કહેલા, ઇંદ્ર, વરૂણ, સૂર્ય, વગેરે જુદા જુદા દેવ, પરમેશ્વર નથી, પણ એ બધા એક આદી કારણથી ઉત્પન્ન થયેલા છે અને ઇશ્વર તો એકજ છે. પણ એ વિચાર તેમણે બીજી જ્ઞાતોમાં ન ફેલાવ્યો, તેમને તો બધા દેવ માનવા દીધા, તેમ પોતે પણ બધા દેવોને ઇશ્વરી શક્તના પ્રકાશક તરીકે માન આપવા લાગ્યા ને પોતાની નાતમાં એક અદ્વૈત (બીજો નહીં)મતનો બોધ કર્યો, જે આરંભમાં ખરૂં હતું. તેમને પાછળથી એક દેવ અને તેમનાં ત્રણ ગંભીર રૂપ બનાવવાનો વિચાર ઉઠયો. (૧) બ્રહ્મા સરજનનાર (૨) વિષ્ણુ પાલણ કરનાર (૩) શિવ એ નાશ કરનાર. એમાં વિષ્ણુના, મચ્છ કચ્છ વગેરે દસ અવતાર થયેલા હતા. વિષ્ણુ અને શિવનાં ભિન્ન ભિન્ન રૂપ હાલ પૂજાય છે.

**બ્રાહ્મણોનું તત્વજ્ઞાન**—બ્રાહ્મણોએ હિંદુ લોકને માટે ધર્મ શાસ્ત્ર રચ્યાં પછી તત્વજ્ઞાનમાં શાસ્ત્ર રચ્યાં. એના મુખ્ય છ ભાગ છે. સાંખ્ય, યોગ્ય, ન્યાય, વૈશેષિક, પૂર્વમિમાંસા ને ઉત્તર મિમાંસા (વેદાંત). તે બધાં ઇ૦ સ૦ પૂર્વે ૫૦૦ વર્ષ પર રચેલાં જણાય છે. ઇ૦ સ૦ પૂર્વે ૩૬૦ વર્ષપર રચાયેલું પાણીનીનું વ્યાકરણ, શીક્ષા, નિરૂક્ત વગેરે એ શાસ્ત્ર શીખવાનાં છ સાધન છે. વખત જતાં સંસ્કૃત ભાષા બગડતી ચાલી ને તેનું પ્રાકૃત રૂપ બન્યું, તેમાંથી હિંદુસ્તાનની બોલીઓ નીકળેલી છે. ધર્મના ગ્રંથોની તો મૂળ ભાષાજ રહી,

ને તે ગ્રંથો બ્રાહ્મણજ વાંચી શકતા, તેથી ધર્મ સંબંધી જ્ઞાન બ્રાહ્મણોમાંજ રહ્યું.

**હિંદની વિદ્યા**—ઇ૦ સ૦ પૂર્વે ૨૫૦ વર્ષ ઉપર બે જાતના મૂળાક્ષર હિંદમાં વપરાતા, પણ બ્રાહ્મણો પોતાની વિદ્યા, શ્લોકમાં હોવાથી મોઢે રાખતા. વેદના મંત્રો પછી સાદુ ગદ્ય લખવાની રીત ચાલી હતી, પણ બે હજાર કરતાં વધારે વર્ષથી બ્રાહ્મણોએ પદ્યમાંજ પુસ્તક રચ્યાં ને ગદ્યની કળા ઓછી થઇ છે.

**બ્રાહ્મણોનું જ્યોતિષ શાસ્ત્ર**—યજ્ઞોના દિવસ મુકરર કરવાને બ્રાહ્મણોએ આકાશનું અવલોકન કરવા માંડી, ખગોળ વિષે જ્ઞાન મેળવ્યું. ઈ૦ સ૦ પૂર્વે ત્રણ હજાર વર્ષ પર સૂર્ય વર્ષ વિષે વર્તારો કર્યો હતો તે હાલ ચાલે છે. વર્ષના ૩૬૦ દિવસ કરી દર વરસે ૫। દિવસ ખુટે તેને માટે દર પાંચ વર્ષે એક અધિક માસ ઠરાવ્યો હતો. તેમને ચંદ્ર, ગ્રહો, રાશિઓ, વગેરેનું સારૂ જ્ઞાન હતું. તેમના ખગોળ શાસ્ત્રમાં પાંચ મત છે તેમાંનો રોમક (રમલના પાસા જોવાનો) મત તેઓ ગ્રીક પાસેથી શીખ્યા હતા. પણ એમનું જ્ઞાન પાછળથી ગ્રીક કરતાં વધ્યું ને તેમના પરથી અરબસ્તાન ને યુરોપમાં ફેલાયું. ઈ૦ સ૦ ૧૦૦૦ માં જ્યારે મુસલમાનોના હુમલા હિંદ ઉપર થવા લાગ્યા, ત્યારથી તેમની ખગોળ વિદ્યાની પડતી થઈ. તેમનામાં આર્ય ભટ્ટ, ભાસ્કરાચાર્ય વગેરે ઉત્તમ ખગોળવેત્તા હતા ને કાશી, ઉજ્જન વગેરેમાં નિરીક્ષા સ્થળ હતાં, જયપુરના જયસિંહ નામના રાજાએ ઇ૦ સ૦ ૧૭૦૨ તારાની ટીપ એક ફ્રેંચને સુધારી આપી હતી.

**૨ વૈદ્યશાસ્ત્ર**—બીજાં શાસ્ત્રની પેઠે આ વિદ્યામાં પણ બ્રહ્મણો ઉંડા ઉતરેલા હતા. જનાવરનાં મડદાંને જુદી જુદી રીતે ચીર-

વાનું વિદ્યાર્થીઓને શીખવતા. બૌધ મતના અધિપતિઓએ માણુસ અને પશુને સારૂ દવાખાનાં ને પાંજરાપોળો ઘણે ઠેકાણે કરાવી હતી. આયુર્વેદ નામે ઉપવેદ એ વૈદ્યકનું મોટું પુસ્તક છે. તેના કર્ત્તા પ્રજાપતિ, ધન્વંતરી વગેરે છે. તે પરથી બીજા ગ્રંથો થયા. ગ્રીક લોકને એમની પાસેથી વૈદ્યક જ્ઞાન મળ્યું. ઈ૦ સ૦ ૮૦૦માં ખગોળની પેઠે આ વિદ્યા પણ આરબોએ લઇ લીધી ને ત્યાંથી યુરોપમાં ફેલાઇ. યુરોપમમાં મધ્ય યુગમાં જે પુસ્તક બન્યાં છે તેમાં હિંદુ વૈદ **ચરક**ના મતને અનુસરતી બાબત લીધેલી છે. વૈદકના જુના ગ્રંથોના કર્ત્તા **ચરક** અને **સુશ્રુત** છે. તેમાં ચરક જુનો છે. પાછળથી એ શાસ્ત્રની પડતી થઇ. ઇ૦ સ૦ ૬૦૦ થી ૧૦૦૦ સુધીમાં બુદ્ધ ધર્મ જઇ હિંદુ ધર્મ ફરી સ્થાપન થયો, ને ત્યારથી નાતમાં ઘણા વિભાગ પડી ગયા. બ્રાહ્મણો લોહી, માંસ, વીગેરેને અડવામાં પાપ સમજવા લાગ્યા. તેથી વૈશ્ય જાતિમાં એ ધંધો ગયો, ને તે પણ વાઢ કાપને માટે છિટ કરવા લાગી. વળી બુદ્ધ ધર્મના વખતના દવાખાનાં બંધ થયાં, તેથી પણ એ વિદ્યાનું જ્ઞાન મેળવવાનું સાધન ઓછું થયું ને પછી મુસલમાનો રાજમાં હકીમોનું જોર વધ્યું. એવે બા હિંદુ વૈદ્યકની છેક પડતી થઈ. પણ હાલમાં બ્રિટિશ રાજ્યમાં એ વિદ્યાની ચડતી થવા માંડી છે.

**સંગીતશાસ્ત્ર**--ઈ૦ સ૦ પૂર્વે આશરે ૪૦૦ વરસપર તેમણે ગાયનના સાત શૂર શોધી કાઢ્યા હતા. ઇરાન, અરબસ્તાનમાં થઈ, ઈ૦ સ૦ ૧૧ મા સૈકામાં યુરોપમાં દાખલ થયા. મુસલમાનની વખતમાં એની પડતી થઇ, તેમનામાં ૮૪ રાગ છે ને મુખ્ય ૩૬ છે. દરેક ૠતુ, દિવસ અને વખત વખતના રાગ હિંદુ ગાયનમાં છે. એ બાબતમાં ગાંધર્વ વેદ નામે ઉપવેદ મોટું પુસ્તક છે.

**ધર્મશાસ્ત્ર**—બ્રાહ્મણોએએ બનાવેલા રાજા પ્રજાના ધર્મના કાયદા ધર્મશાસ્ત્રમાં ગણેલા છે. ઇ૦ સ૦ પહેલાં ૭૦૦ વર્ષપર બનેલું ગૃહ્યસુત્ર નામે પુસ્તક એમનુંજુનામાં જુનું ધર્મ શાસ્ત્ર છે. ઈ૦ સ૦ પહેલાં ૫૦૦ વર્ષપર બનેલા મનુસ્મૃતિ નામે ગ્રંથમાં ઉત્તર હિંદની રૂઢીઓ વર્ણવી છે. બીજો યાજ્ઞવલ્કય સ્મૃતિ નામે ગ્રંથ છે તે મોડો બનેલો છે. મીતાક્ષરાનું મુળ એ સ્મૃતિ છે. કે જેનાપરથી હિંદુઓ નો ઘર વ્યવહાર હાલ ચાલે છે. તેમના કાયદામાં ત્રણ બાબત સમાયેલી છે (૧) આચારાધ્યાય-એમાં ઘર સંસારના અધિકાર અને કર્તવ્ય કામ વર્ણવ્યાં છે (૨) વ્યવહારાધ્યાય-એમાં ન્યાય પ્રકરણની વાત છે (૩) પ્રાયશ્ચિતાધ્યાય-એમાં પાપ નિવારણ કરવાની ક્રિયા ને તપ વગેરેનું વર્ણન છે. એ બધાં શાસ્ત્રોમાં લગ્ન, વારસો વગેરે જુદી જુદી નાતવાર કાયદા ઠરાવ્યા છે.

**કવિતા**—બ્રાહ્મણો, હિંદુના ધર્મ પુસ્તક લખનારા, તત્વવેત્તાને કાયદા બનાવર હતા, તેમ કવિ પણ હતા. તેમણે વરસવાર હેવાલ નથી લખ્યા, પણ પ્રાચીન વિગ્રહો તથા આર્ય શૂરવીરોનાં ચરિત્રો વીરરસમાં વર્ણવ્યાં છે. તેમાં મહાભારત ને રામાયણ મુખ્ય પુસ્તક છે.

**મહાભારત વિશે**—એમાં દિલ્હીના ભૂપતિઓની વારતા છે. એનો આરંભ ઇ૦ સ૦ પૂર્વે ૧૨૦૦ વર્ષપર ગણાયો છે. તેમાં બે લાખ વીસહજાર લીટીઓ છે. પ્રખ્યાત ગ્રીક કવી હોમરના ઈલિયડથી લગભગ ચૌદગણું ને રોમન કવિ વર્જિલનાઈનીડથી એ બાવીસ ગણું છે. તેમાંની મુખ્ય વારતા ફકત ચોથા ભાગમાં સમાય છે. બાકીના ભાગમાં આગલા વખતનું વર્ણન, ક્ષત્રીના ધર્મ, ધર્મ સંબંધી ઉપદેશ વગેરે ભાગ આવેછે. એમાં અઢાર પર્વ કે ખંડ છે. પેહેલુ.

આદી પર્વ મોટું છે. તેમાં પૃથ્વી ઉત્પત્તી વગેરે વર્ણન છે. પછી સભા, વન, વીરાટ, વગેરે પર્વ આવે છે; ને છેલ્લું સ્વર્ગારોહણ પર્વ છે, તેમાં પાંડવો સ્વર્ગે ગયા તેની વાત છે.

**મુખ્ય કથા**—એનો કર્ત્તા વ્યાસ છે. એમાં ચંદ્રવંશી બે રાજા, દિલ્લી પાસેના કેટલાક મુલકને માટે લડ્યા, તેનું વર્ણન છે. ચંદ્રવંશી રાજા પાંડુ અને ધૃતરાષ્ટ્ર એ બે ભાઇ હતા. તેમાં ધૃતરાષ્ટ્ર આંધળો હતો. તેને સો પુત્ર હતા તેમાં વડો દુર્યોધન હતો. તેમનામાં કુરૂ નામે પુર્વજ થઇ ગયો, તે પરથી તેઓ કૌરવ કહેવાય છે. પાંડુને યુધિષ્ટર, અર્જુન, ભીમ, નકુળ અને સહદેવ નામે પાંચ પુત્ર હતા, તેઓ પાંડવ કહેવાય છે. પાંડુ રાજા શાપને લીધે હીમાલયમાં જઈને રહ્યા, ને ત્યાંજ મરણ પામ્યા. તેમણે પોતાનું રાજ્ય તથા કુટુંબ ધૃતરાષ્ટ્રના હવાલામાં સોંપ્યું હતું. તેણે પોતાના પાંચે ભત્રિજાને સારી રીતે ઉછેરી, વિદ્યા ભણાવી હોંશીયાર કર્યા. પછી સૌથી મોટા યુધિષ્ટરને બધા રાજનો વારસ ઠરાવ્યો. એથી કૌરવ નાખુશ થયા, ને તેમણે પોતાના બાપને સમજાવી, પાંડવોને વનવાસ જવા ફરજ પાડી. તથા વનમાં જઈ ઝુંપડાં પણ બાળી નાંખ્યાં. તેમાંથી ઉગરી પાંડવો આમ તેમ રખડવા લાગ્યા. એવામા પંચાળ દેશના દ્રુપદ રાજાએ પોતાની દીકરી દ્રૌપદીને પરણાવવા માટે સ્વયંવર રચ્યો, ને દેશ દેશના રાજા તેડયા, તેમાં પાંડવો પણ ગયા. ને અર્જુને, કહેલી સરત પણ પાર પાડી, જેથી દ્રૌપદી તેને વરી. આથી કૌરવ વધારે ગુસ્સે ભરાયા. પણ તેમના બાપ ધૃતરાષ્ટ્રે પાંડવોને તેડાવી રાજ્યના બે ભાગ પાડી, પાંડવ તથા પોતાના પુત્રો વચ્ચે વહેંચી આપ્યું. પાંડવો પોતાનો ભાગ લઇ ઇંદ્રપ્રસ્થમાં રહેવા ગયા. પણ કૌરવોએ દગો કરી યુધિષ્ટરને જુગટામાં હરાવ્યા, તેથી તે પો-

તે, ભાઇઓ ને પતિ સાથે તેમને તાબે થયા, પણ દ્રૌપદીએ ધૃતરાષ્ટ્રને સમજાવીને બધાને છોડાવ્યા. વળી કૌરવોએ બીજીવાર જુગટું રમવામાં યુધિષ્ટર સતવાદીને ઘસાવ્યા ને તેથી સરત પ્રમાણે પોતાના કુટુંબ સાથે બાર વર્ષ સુધી વનવાસ જવું પડયું. કંદમૂળ ખાઈ ઘણું દુઃખ વેઠી બધાએ ૧૨ વર્ષ પૂરાં કર્યાં. ને છેલ્લા વર્ષમાં તેઓ વિરાટ રાજાને ત્યાં વેશ બદલી નોકર રહ્યા. રાજાના સાળા કીચકની બદચાલ માટે ભીમે તેને માર્યો ને તે રાજાની કુંવરી સાથે અર્જુન પુત્ર અભિમન્યુ પરણ્યો—એમ બધી સરત બરાબર પાળ્યા પછી પોતાનું રાજ લેવા પાછા આવ્યા, ને કૃષ્ણ વગેરે ઘણું સમજાવવા લાગ્યા પણ કૌરવોએ માન્યું નહીં. તેથી મોટી લડાઇ કરવી પડી. કૃષ્ણ, (દ્વારકાંના રાજા, પાંડવના મામા) પાંડવની તરફ થયા, ને પોતાનું સૈન્ય કૌરવને સોપ્યુ. કૌરવો પણ તૈયાર થયા. પાણીપતના મેદાનમાં ૧૮ દીવસ સુધી જબરો જંગ મચ્યો. કૌરવો નાશ પામ્યા તેમ પાંડવોના પણ પ્રખ્યાત યોદ્ધા મરણ પામ્યા. કૌરવ તરફ ભીષ્મપીતા, દુર્યોધન, શલ્ય, કર્ણ વગેરે જબરા યોદ્ધા હતા. પછી પાંડવોએ લાંબા વખત સુધી રાજ ચલાવ્યું, ને અશ્વમેધ કરી ચક્રવર્તી પદ મેળવ્યું. તેમનો આંધળો કાકો પુત્રોના શોકથી વનમાં જઈને રહ્યો. ને પોતાનાં માણસ સાથે વનમાં દવ લાગવાથી બળી મુઓ. પાંડવો પણ કૃષ્ણ વગેરે પોતાનાં સગાં વહાલાંના મરણ શોકથી નિરાશ થયા, ને અરજુનના દીકરા અભિમન્યુના પુત્ર પરિક્ષિતને રાજ્ય સોંપી, દ્રૌપદી, એક વિશ્વાસુ કૂતરો ને ભાઈઓ સાથે સ્વર્ગમાં જવાને હીમાલયપર ચડયા. કૂતરો અને યુધિષ્ટર સિવાય બધાં મરણ પામ્યાં, તેથી ધર્મરાજા ઇંદ્ર પાસે તે બધાંને જીવતાં કરાવી સ્વર્ગમાં અનંત સુખ ભોગવવા લાગ્યા.

એ પ્રમાણે મહાભારતની મુખ્ય બીના છે. તે સિવાય નળા-ખ્યાન, વિદૂરનીતિ, ભગવદ્‌ગીતા વગેરે રસિક અને જ્ઞાનમય ઉપક-થાઓ પણ તેમાં ઘણી આવે છે.

**રામાયણ**—એમાં સૂર્યવંશી અયોધ્યાના રાજા રામચંદ્રે દક્ષિણે લંકાના રાજા રાવણ પર ચડાઇ કરી તેનું વર્ણન છે. એ વીરરસ કાવ્યનો કર્ત્તા વાલ્મીક છે. ઇ૦ સ૦ પૂ૦ હજાર વર્ષપર એનું બનવું મનાય છે. એમાં ૪૮ હજાર લીટી (૨૪ હજાર શ્લોક) છે. એ કથાના મુખ્ય સાત કાંડ (ભાગ) પાડેલા છે. ૧ બાળ, ૨ અયોધ્ય, ૩ અરણ્ય, ૪ કીસ્કીંધા, ૫ સુંદર, ૬ યુદ્ધ, ને સાતમો ઉત્તર.

**મુખ્ય હકીકત**—અયોધ્યાના સૂર્યવંશી રાજા દશરથને ૪ કુંવર હતા. તેમાં રામચંદ્ર વડા હતા. પ્રથમ ભાગમાં રામચંદ્રજીના જન્મ અને બાળચરિત્રનું વર્ણન છે. પછી મીથાલાના જનકરાજાની ગુણવાન દીકરી સીતા વેરે સ્વયંવરમાં પરણ્યા. બીજો કાંડ નીતિ ભ-રેલો ને રસિક છે. દશરથ રાજા ઘરડા થવાથી તેમણે પ્રજાની સ-લાહ લઈ વડા કુંવર રામચંદ્રજીને ગાદીના વારસ ઠરાવ્યા. પણ પાછ-ળથી ખટપટ થઇ, દશરથની નાની સ્ત્રી કેકઈએ કજીઓ કર્યો, ને પોતાના પુત્ર ભરતને રાજ આપવાનું ધાર્યું. તેણીએ દશરથને કહ્યું કે રામચંદ્રને વનવાસ મોકલી ભરતને રાજ આપો. દશરથ રાજા એથી ઘણા નારાજ થયા. પણ અગાઉ વચને બંધાએલા હોવાથી તેણીની માગણી કબુલ કરવી પડી. રામને દેશવટો દીધો, ને તેઓ સીતા તથા લક્ષ્મણ સાથે વનમાં સીધાવ્યા. રસ્તામાં હતા, તેવામાં દશરથ રાજા મરણ પામ્યા. એ વેળા ભરતે રાજ લેવાની ના પાડી ને બધું મંડળ ખરા વારસ રામને તેડવા ગયું. ત્યાં બંને ભાઈ વચ્ચે નીતિ તથા સ્નેહની તકરાર ચાલી. છેવટે એવો ઠરાવ થયો કે વન-

વાસમાંથી આવતાં લગી, રામને નામે ભરતે રાજ વહીવટ ચલાવવો. ત્યાં સુધી બીજા કાંડમાં વાત છે. (૩) ત્રીજા કાંડમાં મુખ્ય કથાનો આરંભ થાય છે. ગોદાવરીને કાંઠે રામ હતા, તે વેળા લંકાનો રાજા રાવણ પોતાની બેહેનને લક્ષ્મણે વરવાની ના પાડી, નાક કાન કાપ્યાં તેથી ગુસ્સે થઇ સીતાને ઉચકી ગયો, તેની વાત છે. (૪) ચોથામાં સુગ્રીવ વગેરે સાથે સંધી કરી સીતાની શોધ કરવા નીકળ્યા, તેનું વર્ણન છે. (૫) હનુંમાન લંકામાં જઈ સીતાની શોધ કરી આવ્યા તેની વાત છે. (૬) છઠ્ઠામાં લડાઇની બીના છે. દક્ષિણ હિંદની અનાર્ય જાતોનો જમાવ કરી રામે જબરૂં સૈન્ય તૈયાર કીધું. એ જાતોને રીંછ, વાંદરનાં નામ આપ્યાં છે. મોટો સેનાપતિ હનુમાન હતો. રામે દરિઆપર પૂલ બાંધ્યો ને પોતાની સેના પાર ઉતારી લંકા ઉપર ચઢાઈ કરી. તે વેળા રામચંદ્રનો ભક્ત ને રાવણનો ભાઈ વિભીષણ ફુટીને રામને મળ્યો. લડાઇમાં રાવણ, તેનો ભાઇ કુંભ કરણ, પુત્ર ઇંદ્રજીત વગેરે મરણ પામ્યા. રામચંદ્રે લંકાનું રાજ્ય વિભીષણને આપ્યું ને પોતે સીતાને લઇ બધા સૈન્ય સાથે પાછા આવ્યા. રાવણના તાબામાં રહેલી સીતાએ અગ્ની પ્રવેશ કરી પતિવૃતપણું સાચવ્યું હતું તે સાબીત કરી આપ્યું. પછી દેશવટાનાં વર્ષ પુરાં થતાં સીતાને લઇ અયોધ્યે ગયા. ત્યાં ભરતે તેમને રાજ સોંપ્યું. રામચંદ્રે નીતિથી રાજ્ય ચલાવ્યું. અશ્વમેધ કરી ચક્રવાર્ત્ત પદ ધારણ કર્યું. એટલી વાત એમાં છે. (૭) ઉત્તરકાંડ–પાછળથી દેશમાં દુકાળ પડવાથી ને કોઇ હલકા માણસના બોલવાપરથી વહેમ લાવી રામે સીતાને કાઢી મુકી તેથી તે બાઇ વાલ્મીક રૂષીના આશ્રમે ગઇ. ત્યાં તેને કુશ ને લવ નામે બે પુત્ર પેદા થયા. ૧૬ વર્ષ સુધી વનવાસ ભોગવ્યા કેડે રામચંદ્ર સીતાને તેડી લાવ્યા, ને બધાં હળી મળી રહેવા લાગ્યાં. રામચંદ્રના સરદાર લક્ષ્મણ,

હનુમાન, નળ, નીલ, સુગ્રીવ વગેરે અને રાવણના કુંભકરણ, ઇંદ્રજીત વગેરે હતા. રામાયણમાં આવેલા નાયકો ખરેખરા સદ્‌ગુણી, પ્રમાણિક ને બહાદૂર હતા.

**પછીથી થયેલાં વિરરસ કાવ્યો**—રામાયણ ને મહાભારત એમાં વાર્તાઓ ઘણી છે. પણ એમાં ઉત્તર હિંદના રાજાઓનાં પરાક્રમ તથા રીતભાતનું વર્ણન ઘણું છે. પછીથી થએલાં કાવ્યોમાં દેવોની કથા વધારે છે. તેમાં પંચકાવ્ય મુખ્ય છે. રઘુવંશ, કુમારસંભવ, માઘકાવ્ય, નૈષધ અને કિરાત. પાછળથી કાદમ્બરી, ૠતુસંહાર, મેઘદૂત, વૈતાળ પચીશી વગેરે ઘણાં કાવ્ય થએલાં છે.

**નાટક**—ગ્રીક અને રોમનની પેઠે નાટક કળા પણ હિંદમાં જુના વખતથી છે. સંસ્કૃત નાટકનો પિતા કાળીદાસ છે. તે હિંદુસ્તાનનો શેકશપીયર છે. દંત કથા ઉપરથી જણાય છે કે, ઉજ્જનનો રાજા વિક્રમાદિત્ય જે ઈ૦ સ૦ પૂર્વે ૫૬ માં હતો; તેના ધનવંતરી, વરરૂચિ, શંકુ વગેરે નવ રત્નોમાંનો કાળીદાસ હતો. કાળીદાસનું સૌથી પ્રખ્યાત નાટક શકુન્તલા કે ખોવાએલી વીંટી વિષે છે. તેની કીર્તિ દેશ પરદેશ ઘણી ફેલાઇ છે. ઉત્તર હિંદમાં ચંદ્રવંશનો પૂર્વજ દુશ્યંત નામે રાજા હતો. તે જંગલમાં જઇ કણ્વૠષીને ત્યાં ઉછરેલી શકુન્તલા નામે કન્યાને ગાંધર્વ વિવાહથી પરણ્યો ને પોતાની નિશાની દાખલ એક વીંટી આપી. પછી શકુન્તલાએ એ વીંટી ખોઇ, અને પોતાના પુત્રને લઇ રાજા પાસે ગઈ, ત્યાં રાજા તેને ઓળખી શક્યો નહીં. એવામાં ખોવાએલી વીંટી જડી, તેથી તે પોતાના ધણી સાથે હળી મળીને રહી. તેનો પુત્ર ભરત થયો. જેના નામપરથી ભર્તખંડ કહેવાય છે. ત્યારપછી કાળીદાસનું, વિક્રમોર્વશી, મૃચ્છકટીક, ઉત્તરરામચરિત, પ્રબોધ ચંદ્રોદય, માલતી માધવ, મુદ્રારાક્ષસ, વગેરે નાટક

બન્યાં છે.

**પશુવાર્ત્તા**—પશુના વાર્તાપરથી શીખામણ લેવાની વાતો હિંદમાં જુના વખતથી છે. તેમાં પંચતંત્ર મુખ્ય છે. તે વિષ્ણુશર્માએ બનાવ્યું છે. તેના ઘણી ભાષામાં તરજુમા થયા છે.

**સંસ્કૃત કવિતા**—દેવ અને વીરોનાં કાવ્યો સાથે ધર્મનાં કાવ્યો પણ બ્રાહ્મણોએ બનાવ્યાં છે. તેનાં ગીતગોવિંદ મુખ્ય છે. તે ઈ૦ સ૦ ૧૨૦૦ સુમારે જયદેવે બનાવ્યું છે. એમાં કૃષ્ણની સ્તુતિ છે.

---

## પ્રકરણ ૫ મુ.

**બૌદ્ધ ધર્મ**—ઈ. સ. પૂર્વે ૫૪૩ થી ઈ. સ. ૧૦૦૦ સુધી.

**ઉદય**—ઈ. સ. પૂર્વે ૬૦૦ વર્ષપર બ્રાહ્મણ ધર્મની સત્તા સારા પાયાપર સ્થાપન થઈ. ત્યાર પછી બૌદ્ધ નામે નવો ધર્મ દાખલ થયો. એનો સ્થાપનાર શાક્યસિંહ, બુદ્ધ કે ગૌત્તમ કરીને રાજપુત્ર હતો. તેપરથી એના ધર્મનું નામ બાદ્ધ પાડ્યું. એક હજાર કરતાં વધારે વર્ષ સુધી તે વેદ ધર્મની વિરૂદ્ધમાં રહ્યો ઇ. સ. ૯ મા સૈકામાં તે હિંદમાંથી જતો રહ્યો. તો પણ એશિયાખંડમાં હજુ ૫૦ કરોડ માણસ એ ધર્મ માને છે. અને દુનિયામાં બધા ધર્મ કરતાં એ ધર્મ માનનારની સંખ્યા ઘણી છે.

**બુદ્ધનું જન્મ ચરિત્ર**—એ કપીલ વસ્તુના રાજા સુદ્ધોદનનો પુત્ર હતો. પાછળથી તેનું નામ બુદ્ધ એટલે અર્થજ્ઞાની પડ્યું. તેના પિતાનું રાજ કાશીની ઉત્તરે સો ગાઉપર હિમાલયમાં હતું. તેને મૂળથી એકાંતમાં રહી વિચાર કરવાની ટેવ પડી હતી. તે પુખ્ત ઉમરે હથિયાર વાપરવામાં હોશિયાર થયો, ને સ્વયંવરમાં જીત મેળવી, તેણે એક સ્ત્રી સાથે લગ્ન કર્યું. થોડા વખત સુધી સંસારી

મોજમજામાં પડી બાળપણાના વિચાર તજી દીધા, પણ તેનું મન સંસારી બનાવોથી વૈરાગ્યવાળું થતું ને ઘડપણ, મોત, તથા રોગથી પીડાતા માણસોને જોઈ તેના મનપર અસર થતી. તેમ એક સંસાર તજેલા સાધુને સુખમાં જોઇ વિચાર ઉઠતા. દશ વર્ષપછી તેની સ્ત્રીને પુત્ર સાંપડયો. એ પ્રથમ સંતાન થયાથી તેને લાગ્યું કે મને સંસારી બંધન બહુ મજબુત ચોંટશે. તેથી તે ત્રીશ વર્ષની ઉમરે જંગલમાં જઇ વસ્યો. રાત્રે પોતાની સ્ત્રીના ઝગઝગતા ઓરડા આગળ થઇ, તેને તથા તેના બાળકને છેલ્લી વારની મળવાની ઇચ્છા દબાવી દેઈ, એક વિશ્વાસુ ચાકર સાથે ઘોડેસ્વાર થઇ નીકળી પડયો. ઉદાસીમાં થોડી મુસાફરી કર્યા બાદ, પોતાના વિશ્વાસુ ચાકરને ઘોડો તથા ઘરેણાં આપી ઘેર મોકલ્યો. પછી માથાના વાળ કાતરીને નાંખી પોતાનો પોશાક રસ્તે મળેલા એક ગરીબને આપી દઇ ફાટાં તૂટાં વસ્ત્ર પહેરી ભીખારી રૂપે ચાલી નાકળ્યો. આવી રીતે રાજ્યવૈભવ, વહાલી સ્ત્રી, અને નવો અવતરેલો દીકરો છોડી સંસાર તજવો; એ મહા વૈરાગ, બૌદ્ધ ધર્મનો પ્રિય વિષય છે.

**બુદ્ધનો વનવાસ**—તેણે ત્રીશથી પાંત્રીશ વર્ષની ઉમર સુધી વનવાસ ભોગવ્યો. પ્રથમ પટણામાં એક વિદ્વાન બ્રાહ્મણ પાસે રહી અભ્યાસ કર્યો. પછી ગયાજી આગળ પાંચ શીષ્યો સાથે રહી તપવડે શરીર ગાળી નાંખ્યું પણ એથી તેના મનની શાંતી ન થઇ. અને એને એમ સૂઝયું કે આમ કાયા કષ્ટથી મુક્તિનો માર્ગ નથી, પણ માણસ જાતને ઉત્તમ બોધ દેવામાં છે તેથી તેણે તપ છોડી દીધું ને જંગલમાંથી નીકળી આજુ બાજુ ફરવા લાગ્યો.

**બુદ્ધનો ઉપદેશ**—૩૬ થી ૮૦ વરસ સુધી કાશી પાસેના મૃગ વનમાં તેણે જાહેર બોધ શરૂ કર્યો. તેણે તમામ જાતનાં સ્ત્રી પુ-

રૂપને સરખી રીતે બોધ કર્યો. પ્રથમ સ્ત્રી શિષ્યો થઈને પછી સાધારણ મનુષ્ય થયા. પોતાના ચેલાને પરદેશમાં બોધ કરવા મોકલતો, ને પોતે પણ ફરતો, ચોમાસામાં અમુક ઝાડીવાળી જગ્યાએ રહી બોધ કરતો. ધીમે ધીમે તેના મતમાં રાજા, વેપારી, કુલીન સ્ત્રીઓ વગેરે ઘણા લોક ભળ્યા. પોતાના બાપના મેહેલમાંથી અસવાર થઇ રાજકુંવરને વેશે નીકળેલો તે હવે હાથમાં તુંબડું, પીળું વસ્ત્ર, માથું મુડેલું, એવે વેશે પોતાના મહેલમા પાછો આવ્યો, તેના ઘરડા પીતાએ તેનો ઉપદેશ માનપૂર્વક સાંભળ્યો, તેનો નાનો પુત્ર શિષ્ય થયો, અને તેની સ્ત્રી બૌદ્ધ આરજાઓમાં દાખલ થઇ.

**બુદ્ધનું મરણ ને તેના છેલ્લા બોલ**—ત્રીસમા વરસથી મહા ત્યાગ લીધો, છત્રીસમા વરસથી જાહેર ઉપદેશ કર્યો, ને સુડતાળીસ વરસ સુધી લોકોને બોધ દઈ ધર્મ ફેલાવ્યો મોતના વખત જણાવી તેના શિષ્યોને ભેગા કરી કહ્યું કે, "વિચારવંત થજો, પવિત્ર થજો, જે પૂર્ણ ભાવથી પોતાના શાસ્ત્રને માની નીતિસર વરતે છે. તે ભવસાગર તરે છે." એ પ્રમાણે ઉપદેશ કરવામાં ને એક શોક કરતા શિષ્યને દિલાસો દેવામાં રાત કાઢી. તેના છેલ્લા બોલ એ હતા કે "ઉદ્યોગથી મોક્ષ મેળવવો." ઇ૦ સ૦ પે૦ ૫૪૩ માં વડની છાયામાં ૮૦ વર્ષની ઉમરે શાંતપણે તેનો કાળ થયો.

કેટલાક કહે છે કે બુદ્ધ થયોજ નથી, ને તેનો કાળ પણ નક્કી નથી. કેટલાક કહે છે કપીલ મુનીના રહેઠાણપરથી તેનું રહેઠાણ કપીલ વસ્તુ માનેલું છે. એ બધા ઉપરથી એટલું જણાય છે કે એ ધર્મ કાંઈ એક માણસથી એકાએક ઉત્પન્ન થયો નથી, પણ બ્રાહ્મણોના વેદમાંથી લીધેલો છે.

**બુદ્ધ ધર્મનાં મુળતત્વ**--બુધ્ધે લોકોને આત્મ કલ્યાણનો માર્ગ દેખાડયો તેના નિયમ આ પ્રમાણે હતા. (૧) મોક્ષ મેળવવામાં સઘળા માણસનો સરખો હક છે. (૨) કલ્પીત દેવો સંતોષ્યાથી મોક્ષ નથી, પણ પોતાના કર્મવડે છે. (૩) પશુ હિંસા તથા યજ્ઞો કરવા નહીં (૪) ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણ ભવમાં માણસની અવસ્થા, તેના કર્મનું ફળ છે. (૫) એમ જ્યારે વર્તમાન, ભૂત, ને ભવિષ્ય એ ત્રણ કાળમાં આપણું કલ્યાણ કરવું, એ પોતાનાજ હાથમાં છે, તો પરમેશ્વરની શી જરૂર છે? એવો તેનો મત હતો. (૬) દુનિઆમાં દરેક માણસને થોડું ઘણું દુઃખ છેજ, તો પ્રત્યેક સમજુ આદમીનો ધર્મ છે કે, તેણે પોતાનો જન્મ મરણનો ફેરો ટાળવો. એને વિરાગ, નિર્વાણ કે મોક્ષ કહેછે. અને તેનો રસ્તો દયા, દાન, મનનો કબજો, તપ અને નીતિ છે. (૭) બ્રાહ્મણોના યજ્ઞને બદલે ત્રણ મોટી બાબત એ ધર્મમાં હતી. (૧) સંયમ (ઇંદ્રીઓને વશ રાખવી.) (૨) મનુષ્યપર હેત. (૩) બધાં ચેતન પ્રાણીઓના જીવને માન.

**બૌધ્ધ ધર્મનો પ્રસાર અને તેની બે સભા**—બુધ્ધે પોતાના ૬૦ શિષ્યોને ધર્મ ફેલાવવા માટે પ્રથમ પરદેશ મોકલ્યા, તથા જતિઓ નીમ્યા, અને તેમણે સઘળા હિંદુઓને ધર્મનો બોધ કર્યો.

ઈ. સ. પૂ ૫૪૩ માં બુદ્ધનું મરણ થયા પછી તેનાં વચન એકઠાં કરવાને તેના પાંચસો શિષ્યોની સભા પટના પાસેની ગુફામાં મળી. તેમણે પોતાના ગુરૂના ઉપદેશના ત્રણ વર્ગ પાડયા. (૧) બુધ્ધે પોતાના શિષ્યોને કહેલાં વચન. (૨) નીતિના નિયમ. (૩) ધર્મના નિયમ એ પહેલી બૌદ્ધ સભા હતી.

સો વર્ષ પછી એ ધર્મમાં ખટપટ થઈ, તે મટાડવાને ઈ. સ.

પે. ૪૪૩ માં સાતસેં શિષ્યોની બીજી બુદ્ધ સભા મળી હતી.

**બૌધ્ધ ધર્મી રાજાઓ**—(૧) અશોક—એ પછી ૨૦૦ વર્ષમાં ઉત્તર હિંદમાં તે ધર્મ ફેલાયો. ઈ૦ સ૦ પે૦ ૨૫૬ મગધ દેશનો અશોક રાજા એ ધર્મમાં ભળ્યો. સિકંદર સાથે લડનાર ચંદ્રગુપ્તનો એ પૌત્ર હતો. તેણે ૬૪ હજાર ગોરજીને આશરો દીધો. ઘણા અપાશરા બાનવ્યા, ને તે ધર્મ રાજ્ય ધર્મ બનાવ્યો.

ઈ૦ સ૦પૂ૦ ૨૪૪ માં અશોકે એક હજાર બુદ્ધ વડીલોની ત્રીજી સભા પટણામાં બોલાવી, ને બુધ્ધને નામે કેટલા દગાઇ કરતા તે અટકાવ્યું. તેણે પોતાના બધા રાજ્યમાં એ ધર્મનાં આજ્ઞા પત્ર ફેલાવ્યાં ને ધર્મને શુદ્ધ રાખવા તથા ફેલાવાને એક ખાતું કાઢયું. લોકોપયોગી કામ જેવાં કે વાવ, કૂવા, તળાવ ખોદાવવાં, ઝાડ રોપાવવાં, ધર્મશાળા કરવી વગેરે; તથા જનાવરની પાંજરાપોળો કરાવી. માગધી ભાષામાં બૌધ્ધ ધર્મનાં શાસ્ત્ર રચાવ્યાં. એ પ્રમાણે એ ધર્મને ચડતીમાં લાવવાને ઘણો પ્રયત્ન કર્યો.

(૨) **કનિષ્ક**—બૌદ્ધ મતની મોટી ચોથી સભા સિથીઅન રાજા કનિષ્કના હાથ નીચે મળી. એ રાજા હિંદુસ્તાનની વાયવ્ય તરફ ઈ૦ સ૦ ૪૦ માં રાજ કરતો હતો. એણે ધર્મ પુસ્તકનું શોધન કરી ફેલાવો કર્યો. ટિબેટ તરફ, અને ચીનમાં જે બુદ્ધ ધર્મનાં પુસ્તકો છે, તે એનું રચેલું ભાષાંતર છે. એ પ્રમાણે એનો બનાવેલો ઉત્તર ગ્રંથ જાપાન સુધી તથા પશ્ચિમ ભણી ફેલાયો.

ઈ. સ. પે. ૨૨૪ ને સુમારે અશોકનો પુત્ર, દક્ષિણના બુધ્ધનું શાસ્ત્ર લંકામાં લઈ ગયો, અને ત્યાંથી તે બ્રહ્મદેશ તથા મલાકાના બેટોમાં ફેલાયું એ પ્રમાણે અશોક તથા કનિષ્કે એ ધર્મને આશરો દઇ રાજ્ય ધર્મ બનાવ્યો, તેમાં જ્ઞાતિ ભેદનો નાશ થયો નથી, પણ

માણુસના વિભાગ તેમના પુન્ય પ્રમાણે કર્યા છે. મા બાપની આજ્ઞા પાળવી, માણુસ તથા બીજાં પ્રાણીપર હેત રાખવું. વગેરે આજ્ઞાઓ છે. એ ધર્મમાં પ્રથમ દેવ ને મૂર્તિ નહોતી; પણ મોટા અપાસરા હતા, ને તેમાં કોઇ મહાત્માના એકાદ હાડકાપર બાંધેલી દેરી તથા ઘંટ ને માળાઓ હતી.

(૩) **શિલાદિત્ય**—ઈ. સ. ૬૩૪ માં બ્રાહ્મણ ધર્મનું જોર હતું, તેનો દાખલો આ રાજાની સભા છે. આ રાજા ઈ. સ. ૬૩૦ માં ઉત્તર હિંદમાં રાજ્ય કરતો હતો. તેણે અશોકની પેઠે બુદ્ધ માર્ગને ઘણો આશ્રય દીધો હતો, ને ઇ. સ. ૬૩૪ માં એક મોટી સભાભરી. બ્રાહ્મણ તથા બુદ્ધ ધર્મનો વાદ કરાવ્યો હતો. છેવટે તેણે બંનેના મત કબુલ રાખ્યા હતા.

દર પાંચ વરસે આ રાજા પોતાનો સઘળો ખજાનો દાન દેવામાં ખર્ચી નાંખતો ને અલ્હાબાદના પવિત્ર સ્થળે બધા રાજા રાણા, તથા લોકના સમુદાયને ૭૫ દિવસ સુધી રાખી જમાડતો. તેનું વર્ણન **હિઓએનથસાંગ** નામના ચિના જાત્રાળુએ કર્યું છે. પોતાનો તમામ ખજાનો બુદ્ધ જતિ, બ્રાહ્મણ, બીજા સાધુ, વગેરેને આપી દેતો ને છેલ્લે દહાડે રાજ્ય પોશાક પણ આપી દેઇ, ફાટાં વસ્ત્ર પહેરી બુદ્ધનો મહાવૈરાગ્ય સંભારતો.

**નલન્દનો અપાશરો**—એ સાતમા સૈકાનું બૌદ્ધ ધર્મી પવિત્ર વિદ્યા સ્થાન ગયાજીની પાસે હતું અહીં લગભગ દશ હજાર જતિઓ તથા નવા શિષ્યો, ધર્મ, વિદ્યા, તત્વજ્ઞાન, કાયદા, વૈદ્યકવિદ્યા વગેરેનો અભ્યાસ અને ભક્તિ કરતા. તે અપાસરો પૂરાવો આપેછે કે હિંદમાંના મુખ્ય ધર્મમાંનો તે પણ એક હતો. શિલાદિત્યે એમાંના ભણનાર તથા ભણાવનારાઓને સારી મદદ કરી હતી. ચી-

નો મુસાફર એમાં પાંચ વર્ષ રહ્યો હતો.

**બ્રાહ્મણ ધર્મનો જય**—ઈ૦ સ૦ ૬૦૦ થી ૮૦૦-ઈ૦ સ૦ પે૦ ૨૫૦ થી ઈ૦ સ૦ ૧૦૦૦ સુધી વેદ ધર્મ તથા બૌદ્ધ ધર્મ જોડે રહ્યા હતા; પણ બ્રાહ્મણ ધર્મનો નાશ થયો નહતો. ઈ૦ સ૦ ૮૦૦ પછીથી બ્રાહ્મણ ધર્મનું જોર વધવા લાગ્યું. બ્રાહ્મણ ધર્મની ઉશ્કેરણીથી તથા ધર્મમાંના નવા વિચારોને લીધે બૌદ્ધ ધર્મની પડતી થઈ. દસમા સૈકામાં ઓઢીઆ અને કાશ્મીર જેવાં સરહદનાં રાજ્યોમાં તે ચાલતો ને મુસલમાનોના આવ્યા પછી તો હિંદમાં સઘળા લોકે છોડી દીધો હતો.

**બૌદ્ધ ધર્મની પડતી**—ઈ૦ સ૦ ૯૦૦-લગભગ ૧૦૦૦ વર્ષથી બૌદ્ધ ધર્મ પોતાનું સ્થાન મુકી પરદેશ ગયો છે, પણ પરદેશમાં જવાથી તેનો ફેલાવો વધી પડયો. પચાસ કરોડ એટલે આખી દુનિઆની વસ્તીનાં સેંકડે ૪૦ માણસ એ મત માનનારાં છે. અફઘાનિસ્તાન, નેપાળ, તુર્કસ્તાન, તિબેટ, મોંગોલીઆ, માન્ચુરીઆ, ચીન, જાપાન, પૂર્વ આર્કીપેલેગો, શિયામ, બ્રહ્મદેશ ને સિંહલદ્વીપ, એટલા દેશો તેની તળે આવી ગયા છે. દુનિઆના ત્રણ મોટા ધર્મમાં (મુસલમાન, ખ્રિસ્તિ, બૌદ્ધ,) એ ધર્મ માનનાર સૌથી વધારે છે.

**બૌદ્ધની શાખા**—હિંદુસ્તાનમાંથી બૌદ્ધ મત હજુ નાશ પામ્યો નથી. તેની શાખાઓમાંની કેટલીક હજુ ચાલે છે. તેમાં જૈનધર્મ એક મોટી શાખા છે. તેમાં લગભગ ૫ લાખ માણસ છે. તેઓ કઠણ નીતિ પાળે છે. ત્રણે કાળમાં પોતાની અવસ્થા કર્મ ઉપર છે એમ માને છે; ને જીવ હત્યા ઘણી પાળે છે. જૈન લોકમાં ત્રણ યુગ છે. ને તેમાં થઇ ગયેલા જીનો કે **તિર્થંકરોને** તેઓ માને છે. તેઓ ગયા વખતમાં ૨૪ થઇ ગયા, વર્તમાનમાં ૨૪ થયાં ને ભવિસ્યમાં

૨૪ થશે; એમ કહે છે. તે તિર્થંકરોની મોટી મોટી મૂર્ત્તિઓ તેમનાં દેરામાં હોય છે. જૈન લોકો મોટા વેપારી ને પૈસાદાર વર્ગ છે. તેઓનું દાણ ઘણું છે, ને જનાવરો ઉપર દયા લાવી તેઓ મોટાં શેહેરોમાં પાંજરાપોળો બંધાવે છે. એ પ્રમાણે બૌદ્ધ મતની કોઈ કોઈ શાખાઓ હજી હિંદમાં રહેલી છે.

---

## પ્રકરણ ૬ ઠું.

## ગ્રીક અને સીથીઅન સ્વારીઓ.

**હિંદનું જ્ઞાન મેળવવાનાં બહારનાં સાધન—**ઈ૦ સ૦ પૂ૦ ૩૨૭ થી ઈ. સ. પૂ. ૧૬૧ સુધી—જ્યારે ઈ. સ. પૂ. ૩૨૭ માં ગ્રીકસ્વારી આવી ત્યારથી હિંદના પરદેશ સાથેના સંબંધનો ઇતિહાસ શરૂ થાય છે. જુના વખતથી હિંદ અને ભૂમધ્ય સમુદ્ર વચ્ચે વેપાર ચાલતો, ને તેની સાબીતી એ છે કે, હોમર (ગ્રીક કવિ) ના જાણવામાં હિંદની કેટલીક ચીજોનાં સંસ્કૃત નામ આવ્યાં હતાં, તથા હિબ્રુ (યાહુદી) બાઇબલમાં હિંદમાંની વસ્તુઓનાં કેટલાંક નામ છે. હીરોડોટસને સિંધુ નદી સુધીનું જ્ઞાન હતું. તેમ ગ્રીક વૈદ ક્ટેસીયસ તથા ગ્રીક ઈતિહાસ કર્ત્તા હેકાટેઓસે હિંદની થોડી ઘણી બીના લખી છે, પણ ખરેખરૂં હિંદનું જ્ઞાન તો સિકંદરની સાથે આવનાર ગ્રીક ઈતિહાસ કર્ત્તાઓએ યુરોપને પહેલ વહેલું આપ્યું; અને તેજ, હિંદનું પ્રાચીન જ્ઞાન મેળવવાનું બહારનું સાધન છે.

**સિકંદરની સ્વારી—**તે ઈ૦ સ૦ પે૦ ૩૨૭ ની શરૂઆતે અટક આગળ થઈને વાવ્યકોણને રસ્તે હિંદમાં પેઠો. ને વગર ઝઘડે જેલમ નદી સુધી પહોંચ્યો. આ વેળા પંજાબમાં નાના નાનાં રાજ્યો હતાં. ને તેઓમાં સંપ નહોતો. એમાંનો પૌરસ નામે બહાદુર

ક્ષત્રિ રાજા ઝેલમ નદી ઉતરતી વખતે સિકંદરની સામે થયો. પ-
ણુ બીજા દેશદ્રોહીઓની મદદ ન મળવાથી તથા તેના રથ કાદવમાં
ખુચી જવાથી જબરી ફોજ છતાં હાર થઇ, તેનો પુત્ર રણમાં પડયો,
ને પોતે તાબે થયો. સિકંદરે તેની જગ્યા ઉપર તેને બહાલ રાખ્યો,
ને જીતને ઠેકાણે બે શેહેર વસાવ્યાં. જેને હાલ જલાલપુર ને મોંગ
કહે છે.

**પંજાબપર સ્વારી**—પૌરસના રાજ્યમાં થઇ સિકંદર બિઆસ
આાગળ આવ્યો. તેણે મગધ દેશમાં જવાનો વિચાર કર્યો, પણ તે-
ની ફોજ તાપથી નબળી થઇ ગઇ હતી, તથા ચોમાસાનો તોફાની
પવન તેને હેરાન કરતો હતો. તેથી સરદારોએ આગળ વધવાની
નાપાડી, ને સિકંદરને પાછા ફરવું પડયું. તેણે પોતાની ફોજની બે
ટુકડી કરી, એકને વહાણ માર્ગે ને બીજીને પગ રસ્તે સિંધમાં મો-
કલી. જમીનપર લશ્કરને મુલતાન આાગળ માલ્લી લોક સાથે લઢાઈ
કરવી પડી. તેમાં સિકંદરને ઘણી મુશ્કેલીએ ફતેહ મળી. પછી પં-
જાબની પાંચ નદીઓ ભેગી થાય છે, ત્યાં તેણે મુકામ કર્યો ને સિ-
કંદ્રીયા નામે શેહેર (હાલનું ઉંચ) વસાવ્યું. વળી સિંધની દક્ષિણ
તરફ ગયો ને ત્યાં પાતાળ નગર (હાલનું હૈદ્રાબાદ) વસાવ્યું, ને
આજુ બાજુનાં રાજ્યોને તાબેદાર બનાવી એ પ્રદેશમાં પોતાના ત-
રફનો એક સૂબો મૂકયો. પછી પોતાના લશ્કર સાથે તુર્કસ્તાન તર-
ફ ગયો ને રસ્તામાં ઘણું દુઃખ ભોગવી ઈ૦ સ૦ પૂ૦ ૩૨૫ માં
ફ્રાયપહોંચ્યો.

**સિકંદરની સ્વારીની અસર**—પંજાબ અને સિંધમાં બે
વર્ષ સુધી તેણે વિગ્રહ ચલાવ્યો, તેમાં એકે પ્રાંત તાબે કર્યો નહીં,
પણ આજુ બાજુના રાજાઓને તાબેદાર બનાવવામાં, શેહેરો વસા-

વવામાં ને સુગા નીમવામાં પોતાનો વખત કાઢયો. અફ્ઘાનીસ્તાનની સરહદથી સતલજ નદી સુધી તથા દક્ષિણે સિંધના દક્ષિણ ભાગ લગીમાં ઘણે ઠેકાણે તેણે થાણાં બેસાડયાં હતાં ઇ૦ સ૦ પૂ૦ ૩૨૩ માં તે તુર્કસ્થાનના બાબીલન શેહેરમાં મરણ પામ્યો. તેના મરણ પછી રાજ્યના ભાગ પડયા. તેમાં સિરિયાથી સિંધુ નદી સુધીનો ભાગ સેલ્યુકસ નામે સરદારને મળ્યો.

**મૌર્યવંશી ચંદ્રગુપ્ત**—સિકંદરના મરણ પછી ઉત્તર હિંદમાં એક નવો વંશ જોરાવર થયો. હિંદના ઘણા રાજાઓ રાજની લાલચે, સિકંદર જોડે મળી ગયા હતા. તેમાં ચંદ્રગુપ્ત કરીને એક રાજા હતો, તેનું રાજ્ય મગધમાં હતું. પણ ત્યાંથી તેને નાસવું પડયું હતું. એણે સિકંદરના લશ્કરને ગંગાની પેલી તરફના રસાળ પ્રાંતો જીતવાની લાલચ આપી; પણ સિકંદર તેનાપર ગુસ્સે થયો, તેથી તેનું ફાવ્યું નહી. થોડાં વર્ષ પછી મગધના નંદવંશમાં કાપાકાપી થતાં ચંદ્રગુપ્તે પોતાનું રાજ્ય ત્યાં સ્થાપ્યું. ઇ૦ સ૦ પૂ૦ ૩૧૬ તેની રાજધાની પટણામાં હતી. તેણે ગંગા કાંઠાના દેશી રાજાઓનો તથા ગ્રીક લોકનો મુલક તાબે કર્યો. ઇ૦ સ૦ પૂ૦ ૩૧૨ થી ૨૮૦ સુધી સેલ્યુકસ સિરિઆમાં રાજ્ય કરતો હતો, તે વેળા ચંદ્રગુપ્ત ગંગાના પ્રદેશમાં રાજ્ય કરતો હતો, ને તે બંનેની સીમા એક બીજાને અડોઅડ હતી. તે બંને જણ વચ્ચે થોડો વખત લડાઇ ચાલી, પણ પાછળથી સલાહ થઈ. તેમાં સેલ્યુકસે, કાબુલની ખીણોનો મુલક તથા પંજાબ તેને વેચાણ દીધો, ને પોતાની કન્યા પણ આપી. સેલ્યુકસનો એલચી મેગાસ્થનેસ ઇ૦ સ૦ પૂ૦ ૩૦૬ થી ૨૯૮ સુધી ચંદ્રગુપ્તના દરબારમાં હતો. ઇ૦ સ૦ પુ૦ ૨૦૦ પછી તે વંશની પડતી થઈ.

**મેગાસ્થનેસે કરેલું હિંદનું વર્ણન**—યુરોપી લોકોને જેઓએ હિંદ વિષે ઈતિહાસ જણાવેલો છે, તે બધાંમાં ઉત્તમ વૃત્તાંત આ એલચીએ આપેલું છે.

લોકની સાત જાતો હતી. ૧ તત્વજ્ઞાની. ૨ ખેડુત, ૩ ભરવાડ, ૪ કારીગર, ૫ યુદ્ધ કરનાર, ૬ ચોકસી કરનારા, અને ૭ રાજમંત્રીઓ. તેમાં તત્વજ્ઞાની બ્રાહ્મણ હતા, ને તેમના પાછળ કહેવા પ્રમાણે ચાર આશ્રમ હતા, શ્રમણ કરીને એક સાધુ વર્ગ હતો, તે બૌદ્ધ જતિ હશે એમ જણાય છે. ચોકસી કરનારા એટલે લોકની નીતિ ઉપર દેખરેખ રાખનાર બૌધ્ધ હતા.

**ઈ૦ સ૦ પૂ૦ ૩૦૦ માં હિંદની હાલત**—ગુલામગીરી નહોતી, સ્ત્રીઓ પતિવ્રતા હતી, પુરૂષો બાહાદૂર હતા, બારણે તાળુ વાસવાની જરૂર પડતી નહીં, હિંદુ કદી જુઠું બોલતા નહીં, નિશો કરતા નહીં, ઉદ્યોગી હતા, ને અદાલતમાં તકરારો ભાગ્યે જતી, રાજ્યવહીવટ મનુસ્મૃતિ પ્રમાણે ચાલતો હિંદમાં તે વેળા ૧૧૮ રાજ્ય હતાં પ્રત્યેક ગામ પ્રજાસત્તાક જેવું હતું. ખેડુતોને યુધ્ધ કે સરકારી કામથી દૂર રાખ્યા હતા, દરજીનો હુન્નરો ઝાઝો નહોતો. પણ વણુવાના, સૂતારના વગેરે હુન્નર હતા. વરસાદપર ખેતીનો આધાર હતો, ને વરસાદનો જોષ જોવાનું કામ બ્રાહ્મણનું હતું. એ પ્રમાણે એ વખતમાં એશિઆની બીજી પ્રજાથી હિંદી પ્રજા ઘણી સુધરેલી, ચતુર, ને બહાદૂર હતી.

**પાછલી ગ્રીક સ્વારીઓ**—સિકંદરના મરણ પછી ગ્રીક લોકે કંઇ મુલક જીત્યો નહીં. સેલ્યુકસના પૌત્ર આંટીઓકસે, ચંદ્રગુપ્તના બૌધ્ધ ધર્મી પૌત્ર અશોક જોડે સલાહ કરી ઈ૦ સ૦ પૂ૦ ૨૬૬. હિમાલયની વાયવ્ય કોણમાં બાકત્રીઆ દેશમાં ગ્રીક રાજ્ય હતું. તેઓ-

એ પાછળથી હિંદપર સ્વારીઓ કરી. (ઈ૦ સ૦ પે૦ ૧૮૧ થી ઈ૦ સ૦ પૂ૦ ૧૬૧ સુધી) ને અયોધ્યા, સિંધ, કચ્છ, પંજાબ વગેરે ઠેકાણે ફરી ગયા, પણ તેમણે રાજ્ય સ્થાપ્યું નહીં. હાલ તેમની નિશાની દાખલ, ખગોળવિદ્યા ને કોતરકામ રહ્યું છે.

**સીથીઅન સ્વારીઓ**—ઈ૦ સ૦ પૂ૦ ૧૦૦ થી ઈ૦ સ૦ ૫૦૦ સુધી—ઈ૦ સ૦ પૂ૦ ૧૦૦ વરસ પછી બાકત્રીઅન લોકના હુમલા બંધ પડ્યા, પણ ત્યાર પછી થોડી મુદતમાં ઉત્તર તરફના નવી જાતના લોક હુમલા કરવા લાગ્યા. તેમને શક કે સીથીઅન કહે છે. જંઘિસખાં ને તૈમૂર એ જાતના હતા.

**ઉત્તર હિંદમાં સીથીયન રાજ્યો**—બાકત્રીઆમાંથી ગ્રીક રાજ્યને ઈ૦ સ૦ પૂ૦ ૧૨૬ માં સુ જાતના શક લોકે હાંકી, કાઢયું ત્યાર પછી તેઓ વાયવ્ય માર્ગે હિંદમાં ધસી આવ્યા, તેમણે પંજાબનાં ગ્રીક સંસ્થાન કબજે કર્યાં ને ઈ૦ સ૦ ની શરૂઆતે ઉતર હિંદ અને તેની પેલી તરફના મુલકમાં બળવાન રાજ્ય સ્થાપ્યું. ઈ૦ સ૦ ૪૦ માં ચોથી બૌદ્ધ સભા ભરનાર કનિષ્ક, એ ભાગનો રાજા હતો. તેનું રહેઠાણ કાશ્મિરમાં હતું, પણ તેના રાજ્યની હદ દક્ષિણે આગ્રા તથા સિંધુથી યાર્કંદ લગી હતી, ને ચીનપર તેણે સ્વારી કરી હતી, પાછળથી અશોકના વંશના, બૌદ્ધ ધર્મી બંગાળી રાજ્ય સાથે તેમનો સંબંધ થયો, ને તે લોકો બૌદ્ધમાર્ગી થયા; પણ તેમણે તે ધર્મમાં કાંઈ ફેરફાર કર્યો. જેમ અશોકની સભાએ મુકરર કરેલો ધર્મ દક્ષિણ ભણી ફેલાયો, તેમ કનિષ્કનો મત ઉત્તરે જાપાન સુધી ફેલાયો.

**હાલ હિંદમાં રહેલી શક જાતો**—હિંદમાં થઈ ગયેલા શક રાજાઓમાં કનીષ્ક મોટો હતો. તેમ શક લોકનાં બીજાં થાણાં પણ હિંદમાં ઘણાં હતાં. હજુ સરહદના પ્રાંતોમાં એ જાતના કેટલાક

લોક વસે છે. ગેટે અને દાહે નાગની જાતો હિંદમાં સાથે આવી હતી. હાલની પંજાબમાંની જાટ તથા ધે નામની જાતો એમના વંશની હશે એમ મનાય છે. એ પ્રમાણે એમના શેષ ભાગ કંઈક કંઈક રહેલા છે.

**વિક્રમાદિત્ય**—ઈ૦ સ૦ પુ૦ ૫૭–શક લોકોના હુમલાનો અટકાવ કરવાને હિંદુ રાજાઓએ ઘણા પ્રયત્ન કર્યા હતા. એમાં સૌથી પ્રખ્યાત માળવાની ઉજ્જન નગરીનો વિક્રમ નામે રાજા હતો. એણે શક લોકોને જીત્યા, તેપરથી તેનો હાલ સંવત ચાલે છે ને પરદુઃખ ભંજનના નામથી હજી ઓળખાય છે. તેણે વિદ્વાનોને ઘણો આશરો આપ્યો. તેની પાસે દેશ દેશના મોટા પંડિત, કવિ વગેરે હતા. એમાંના મુખ્ય નવ વિદ્વાનો એની સભામાં રત્ન કહેવાતાં, ને પાછળથી થયેલાં નાટક વગેરેના બનાવનાર તેઓ કહેવાય છે. શક લોકથી દેશનું રક્ષણ કરવામાં, વિદ્વાનોને આશરો આપવામાં, ને સારી રીતે રાજ ચલાવવામાં તે બાહાદૂર હતો. એના વંશમાં ભોજ પણ એના જેવો પ્રખ્યાત થયો છે.

**શાલીવાહન**—ઈ૦ સ૦ ૭૮-વિક્રમ પછી લગભગ ૧૦૦ વર્ષે બીજો રાજા શક લોકની સામો થયો, તેનું નામ શાલીવાહન હતું, તેનો શક ચાલે છે. વિક્રમનો સંવત તથા શાલીવાહનનો શક એ બંને હિંદમાં સાલો ગણવામાં કામ આવે છે. તે કુંભારનો પુત્ર હતો. તેણે બ્રાહ્મણોને બૌદ્ધના જુલમથી છોડાવ્યા, તેથી બ્રાહ્મણોએ એનો શક ચલાવી ઘણું માન વધાર્યું.

**પાછળથી શક લોક સામે લડનાર**—ત્યાર પછી લગભગ ૫૦૦ વર્ષ સુધીમાં હિંદના ત્રણ મોટા વંશોએ શક લોક સામે લડાઇ કરી હતી. (૧) મુંબાઇની વાવ્ય કોણે કલ્યાણીમાં શાહુ કૂળના રાજા (૨) ઈ૦ સ૦ ૩૧૯ થી ઈ૦ સ૦ ૪૭૦ લગી અયો-

ધ્યા વગેરે ઉત્તર ભાગમાં ગુપ્ત વંશનો અમલ હતો. તે રાજ્ય શક લોકે જીતેલું જણાય છે. (૩) ૪૮૦ થી ૭૨૨ સુધી અને ત્યાર પછી વલ્લભી રાજાને હાથ કચ્છ, માળવા, ગુજરાત, વગેરે પ્રાંતો હતા. તે રાજ્યનો હેવાલ "હિઆએનથસાંગ" નામે ચીના જાત્રાળુએ લખેલો છે કે "રાજ્ય ધર્મ બૌદ્ધ હતો. પાખંડીઓ (બ્રાહ્મણ) પણ હતા. બૌદ્ધમાં ઉત્તર ને દક્ષિણ સંપ્રદાય એવા બે ભાગ હતા," એ રાજ્ય ઈ૦ સ૦ ના આઠમા સૈકામાં આરબોએ જીતેલું જણાય છે.

---

## પ્રકરણ ૭ મું.

### હિંદુ મતની વૃદ્ધી ઈ૦ સ૦ ૭૦૦ થી ૧૬૦૦ સુધી.

**હિંદુ લોકનાં ત્રણ મુળ**—હિંદના લોક ત્રણ જાતોના બન્યા છે. (૧) અનાર્ય કે જુના રહેવાશી, બીજી આર્ય જાત—એ ઇતિહાસના વખતથી પૂર્વે એશિઆમાંથી આવેલી, અને ત્રીજી શક કે તાર્તર જાત—એ લોકો જુના વખતમાં હિંદમાં આવતા હતા, પણ ઈ૦ સ૦ પૂ૦ ૧૦૦ થી ઈ૦ સ૦ પાંચમા સૈકા સુધીમાં તેમનાં જબરાં ટોળાં આવ્યાં. તે દરેક જાતની રૂઢીઓ, ભાષા અને ધર્મ વિષે નીચે પ્રમાણે હકીકત છે.

[૧] અનાર્ય—શિકારવડે ગુજારો કરતા, સંસારી બાબતમાં કેટલાક અસલ રીવાજ પ્રમાણે એટલે, લગ્નમાં બે ત્રણ ભાઈ વચ્ચે એક સ્ત્રી પરણતા અને પોતાનો વારસો બેનના છોકરાને આપતા, રાક્ષસોને પૂજતા, અને તેમને જનાવરનો ભોગ આપતા, એ તેમનો ધર્મ હતો.

[૨] આર્ય લોક—ખેતીવડે નિર્વાહ કરતા, લગ્ન બાબતમાં એક સ્ત્રીને એક પુરૂષ પરણાવતા, હાલના રિવાજ પ્રમાણે વારસાના હક

આપતા, તથા પ્રતાપવાન હિતકારી દેવોને પુજતા.

(૩) શક લોક—એમના રિવાજ આર્ય અને અનાર્યથી જુદા હતા. તેઓ અનાર્યનો ભાગ હશે એમ જણાય છે. જ્યારથી તેમનાં સંખ્યાબંધ ટોળાં હિંદમાં આવવા લાગ્યાં, તેવારે તેઓ અહીં વસ્યા. તેઓ અનાર્યની પેઠે શિકાર કરી ગુજરાન ચલાવનાર કે આર્યની પેઠે ખેતી કરનાર નહોતા, પણ રબારીની પેઠે પોતાનાં ઢોર સાથે રખડતી અવસ્થામાં રહેતા, ને યુદ્ધ કરવામાંજ કુશળ હતા.

**આર્ય લોકનાં કામ**—એમની ત્રણ મુખ્ય જ્ઞાત હતી તેમાંની વૈશ્ય નામે જાત ખેતી કરતી; ક્ષત્રી નામે જાતે અસલ વતનીઓને નસાડી રક્ષણ કર્યું; અને ત્રીજી બ્રાહ્મણ નામે જાતે ધર્મ અને વિદ્યા ઉત્પન્ન કર્યા. ચોથી શુદ્ર જાતને તેમણે ગણી નહોતી, પણ બૌદ્ધ ધર્મનો ફેલાવો થવામાં એ જાત ઘણી ઉપયોગી થઇ હતી.

**બ્રાહ્મણો અને હિંદ ધર્મ**—એ જાતી બધામાં શ્રેષ્ઠ હતી, ને બુદ્ધ ધર્મ વખતે પણ ચડતી હાલતમાં હતી. તે બૌદ્ધ ધર્મના જવાથી સ્વતંત્ર બની. ઇ૦ સ. ૬૪૦ માં હીઔએનથ્સાંગ નામે ચિનો જાત્રાળુ હિંદમાં આવેલો, તેણે એ જાતની સત્તા સ્થાપન થયા વિશે લખેલું છે. એ વેળા બ્રાહ્મણ, અને બૌદ્ધને ઝગડો ચાલતો, ત્યાર પછી બસેં વરસે બ્રાહ્મણની ચઢતી થઈ. તેમનામાં વિદ્વાન બ્રાહ્મણ ઉત્પન્ન થયા, અને તેમણે એ ધર્મની ચઢતી કરી. એમાંનો પહેલો આચાર્ય કુમારિલ ભટ્ટ કરીને, બાહારનો પવિત્ર બ્રાહ્મણ હતો. તેણે સગુણ ઇશ્વરનો બોધ કર્યો, ને બૌદ્ધ મતને ખંડન કરવા સારૂ ઘણી મહેનત કરી. એ પ્રમાણે બૌદ્ધ ધર્મ, વૈદિક માર્ગ અને અનાર્ય જાતની કેટલીક રીતો મળીને હાલનો હિંદુ ધર્મ સ્થાપન થયો છે.

**જ્ઞાતિભેદ**—હિંદુ મતથી પ્રાચીન જાતિને ફરીથી ગોઠવી. પ-

હેલી ત્રણ જાતને (બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય) દ્વીજ એટલે બે વાર જન્મેલી કહેતા. બ્રાહ્મણ સિવાયની બીજી દ્વીજ જાતો આજે પણ જનોઈ પહેરેછે, અને વેદ ભણવા વગેરેનો દાવો કરે છે. ચોથા વર્ગ માં અનાર્ય એટલે શુદ્ર જાત અને વર્ણશંકર લોક હતા. એ જાતને જનોઈ પહેરવાનો, તેમ બીજો ઉત્તમ અધિકાર નહોતો, તથા પવિ-ત્ર કામમાં તેમને સામેલ કરતા નહીં.

આગળ જતાં લોકોનો ધંધો, રહેવાનાં ઠેકાણાં અને રીત ભાત વગેરે ઉપરથી તેમનામાં ભિન્ન ભિન્ન નાતો થઇ, ને તેમના પ્રાચીન અધિકાર પણ બદલાઇ ગયા. શુદ્ર જાત શાસ્ત્ર ભણેછે, અને બ્રાહ્મણ ખેતી કે વેપાર કરેછે. બ્રાહ્મણમાં મુખ્ય દશ વર્ગ પાડયાછે. પંચગૌડ, એ વિંધ્યાચળની ઉત્તરે રહેનાર અને પંચદ્રાવિડ, દક્ષિણ-માં રહેનાર તેમને અરસપરસ કશો સંબંધ નથી. તેમનામાં ૧૧૮૬ અને ક્ષત્રીમાં ૫૮૦ ગોત્ર છે.

**બૌધ્ધ ધર્મની અસર**—એ ધર્મથી હિંદુઓમાં દાન કરવાની તથા પશુ વીગેરે મૂગાં પ્રાણીને પાળનારી રીતો ચાલુ થઈ છે. હાલ-ના ઓરીસાના મઠો, અસલના શિલાદિત્યના બનાવેલા અપાસરા જેવાજ છે. પાંજરાપોળો એ અશોકના કામની અસર છે. અને જ-ગન્નાથનો રથયાત્રાનો ઓચ્છવ બૌધ્ધ ધર્મના કોઈ વરઘોડાની અસર છે.

**અનાર્ય લોકથી થએલી અસર**—હિંદુ લોકમાં કેટલીક ક્રીયાઓ અનાર્ય જાતની પણ દાખલ થઈ છે. લાકડાના ઠુંઠાની અ-ણઘડ પથરાની ને ઝાડની પૂજા તે લોકની અસર છે. એ અસર બંગાળાના ગામડીઆ લોકોમાં ઘણી રહી છે. નાગ પૂજા અને લિંગ કે ઉત્પન્ન કરનાર શકિતની પૂજા એ મધ્ય એશિઆના શક લોકની

અસર છે.

**હિંદુ ભકતમાળાનું પુસ્તક**—ઈ૦ સ૦ ૭૦૯ થી આજ સુધીમાં હિંદુ લોકમાં ઘણા ધર્મ સ્થાપક થઈ ગયા છે. મધ્ય યુગના ૧૦૮ ભકતોનાં ચરિત્ર તથા તેમના ચમત્કારની નોંધ ભકત માળા નામે પુસ્તકમાં છે. એ ગ્રંથ ત્રણસેં વરસ પર નાભાજી નામના શુદ્ર ભકતે બનાવ્યો હતો. એ નોંધમાં હિંદુ તથા મુસલમાન ભકતોએ કરેલા જુદા જુદા ચમત્કાર વર્ણવ્યા છે

**શંકરાચાર્ય**—એ ઇ. સ. ના નવમા સૈકામાં થઈ ગયા. પહેલા ઉપદેશક આગળ કહેલા કુમારિલ ભટ્ટ હતા; પછી તેમના શિષ્ય શંકરાચાર્ય થયા. તેમના વખતથી કાંઈક આધાર પૂર્વક ઈતિહાસ હાથ લાગે છે. તેમનો જન્મ કેરલ અથવા મલબાર પ્રાંતમાં થયો હતો. એમણે કાશમીર સુધી પ્રવાસ કરી બૌદ્ધમત વગેરેનું ખંડન કરી વેદ ધર્મ સ્થાપન કર્યો. તેમણે ૩૨ વર્ષની ઉમરે કેદારનાથમાં દેહ ત્યાગ કર્યો. વેદ ધર્મની ચડતી કરનાર આચાર્યોમાં તે ઉત્તમ હતા. શંકર દિગ્વિજય નામે પુસ્તકમાં તેમની કરેલી ફતેહનું રસિક વર્ણન છે. તેમની પાછળ ધર્મની બે અસર રહી (૧) શુદ્ધ બ્રાહ્મણ ધર્મ (અદ્વૈતમત) અને બીજી સગુંણ ઈશ્વરને મૂર્ત્ત વગેરે રૂપથી માનવાનો સાધારણ લોકના ધર્મ

**શિવધર્મ**—શંકરાચાર્યના મતને અનુસરનારા અને તેમની ગાદીએ બેસનારાઓમાં શિવ પુજા, એ હિંદના બે મુખ્ય ધર્મમાંનો એક ધર્મ મનાયો. તે નાશ કરનાર અને ફરી ઉત્પન્ન કરનાર શકિત વાળા તથા ઉંડું તત્વજ્ઞાન સમજાવનાર દેવ છે. રૂદ્ર, ગંગાધર વગેરે તેમનાં નામ છે. હિંદુ લોકો તેમને ઈશ્વર રૂપ માને છે. તેમઉ સા-

ધારણુ ચિન્હ લિંગ છે, તે ઉત્પન્ન કરનાર શક્તિ ગણાય છે. તેમનું વાહન આખલો પણ તેજ શક્તિ ધરાવે છે. તેમના તથા તેમનાં પત્નિ પાર્વતીના સ્વરૂપની લોકો જુદી જુદી કલ્પના કરે છે, હાલમાં શિવની બે પ્રકારે પુજા થાય છે. (૧) સંન્યાસી વગેરે ત્યાગીઓ કંઇ પણ ક્રિયા વિના મૌન ધ્યાન વડે આરાધના કરે છે, ને સાધારણુ બ્રાહ્મણુ શિવલિંગને ઇશ્વર તત્વ માની પુષ્પ, નૈવેદ્ય વગેરેથી પુજા કરે છે. (૨) હલકી જાત તો શક્તિની પૂજા કરે છે, ને ક્રુર રીતે જીવ હિંસા કરી કાળીને ચડાવે છે. હાલ સરકારે એ બાબત સખ્ત કાયદો કર્યો છે, જેથી એ ક્રુર પૂજા બંધ પડી છે.

શિવ પુજનમાંથી બીજા તેર પંથ નીકળેલા છે. સ્માર્ત બ્રાહ્મણો દક્ષિણમાં શાંતપણે શિવ પુજન કરે છે. દંડી સંન્યાસીઓ પોતાનો કાળ ભિક્ષા કરી તેનું ધ્યાન કરવામાં ગાળે છે. ભૈરવ નામે ઉપાસકો પોતાના શિષ્યને દિક્ષા આપતાં પગમાંથી લોહી કહાડે છે; કેટલાક સમાધી અવસ્થામાં પોતાનો કાળ કહાડે છે; એ પ્રમાણે દેહ દમન કરી યોગાભ્યાસમાં મચ્યા રહેનાર જોગીથી તે માંસ ભક્ષણુ કરનાર અઘોરીઓ સુધીમાં શિવપંથનો પ્રચાર ચાલે છે.

**વિષ્ણુ પુજા**—ઈશ્વરી સ્વરૂપમાં વિષ્ણુને પાલણ કરનાર સત્વગુણી માન્યા છે. ને તેમણે આખું વિશ્વ ત્રણ ડગલામાં સમાવી દીધેલું કહેવાય છે. તેમનો પંથ ઘણો લોકપ્રિય છે. તેમના મુખ્ય દસ અવતાર ગણેલા છે. તેમના પુજનમાં રામ અને કૃષ્ણ, એ બે પ્રખ્યાત અવતાર હાલ મનાય છે. રામાયણની લીલા કરનાર તે રામ ને મહાભારતમાં પંકાયા તે કૃષ્ણ, તે જગન્નાથ પુરીમાં જગન્નાથ રૂપે પુજાય છે.

**વિશ્ણુ પુરાણ**.—એ ઈ. સ. ૧૦૪૫ ના સુમારે બન્યુ છે. તેમાં વૈષ્ણવ મતોનો સંગ્રહ છે તે રામાયણ અને મહાભારતના આધારે બનાવેલું છે. ૧૮ પુરાણમાંનું તે એક પુરાણ છે. તેમાં વિષ્ણુની ભકિત ઉત્તમ ગણી છે. તેની લગભગ ૧૫ લાખ લીટીઓ છે.

**વિષ્ણુ ઉપદેશક રામાનુજ**—૧૧૫૦—વૈષ્ણવ પંથના ઉપદેશકમાં પ્રથમ દક્ષિણના બ્રાહ્મણ રામાનુંજ થયા. તેમણે બારમા સૈકાને મધ્ય ભાગે એ મત ફેલાવ્યો ને વિષ્ણુને અદ્વિતીય બ્રહ્મ રૂપે માનવાનું કહ્યું. એમને દક્ષિણના ચોલા રાજાએ હરકત કરી, કેમકે તે શિવપંથી હતો. તેથી તે ત્યાંથી મહીસૂરના જૈન રાજા પાસે ગયા. ને ત્યાંના રાજાની દીકરીને રોગ મટાડવાથી તે માન પામ્યા, તથા ત્યાં પોતાનો ધર્મ મનાવ્યો, એમના મતનો ફેલાવો કરનાર સાતસેં મઠ બનેલા કહેવાય છે, પણ તેમાંથી હાલ નીચેના ૪ મત છે. તેમણે આર્ય લોકને (ઉંચ વર્ણને) ઉપદેશ કર્યો, ને સંસ્કૃતમાં વિષ્ણુ સહસ્ત્રનામ, વેદાર્થ સંગ્રહ વગેરે ઘણા ગ્રંથ બનાવ્યા છે.

૧ રામાનંદ-૧૩૦૦-૧૪૦૦-રામાનુજ સ્વામીની ગાદીએ પાંચમા આચાર્ય રામાનંદ થયા, તેમણે વૈષ્ણવ મત ઉત્તર હિંદમાં ફેલાવ્યો. તેમનો મુકામ કાશીમાં હતો. પણ દેશ પરદેશ ફરી પોતાના ધર્મ વિષે ફેલાવો કરવાને ઘણી મેહેનત લેતા. પ્રખ્યાત ચેલો (કબીર) સાળવી હતો. તેમણે હિંદી ભાષામાં પુસ્તક બનાવ્યાં છે.

૨ કબીર-૧૩૮૦ થી ૧૪૨૦-એ રામાનંદના બાર ચેલામાંનો હતો, તેણે બંગાળામાં પોતાનો મત ફેલાવ્યો. તેણે બધી જ્ઞાતીઓને એક ધર્મમાં લાવવાના ઇરાદાથી હિંદુ મુસલમાનને મળતો પંથ કાઢયો. જેથી હિંદુ અને મુસલમાન બંને તેમાં દાખલ થયા.

૩ ચૈતન્ય—ઈ૦ સ૦ ૧૪૯૫-૧૫૨૭=આ વિષ્ણુ ધર્મ પ્રસારક-નો જન્મ સંવત ૧૪૯૫ માં બંગાળામાં થયો. ને બંગાળા તથા ઓરીસામાં એણે જગનાથની ભક્તિ સાથે વૈષ્ણવ મત ફેલાવ્યો. તેના જન્મ ચરિત્ર વિષે ખરી બિના જણાઇ નથી. ફકત એટલું જ-ણાયું છે કે તે બંગાળાના નદીઆ ગામમાં બ્રાહ્મણને ઘેર અવતર્યો. તે કોઇ પ્રખ્યાત ભકતની છોકરી વેરે પરણ્યો હતો. ૨૪ વર્ષની ઉ-મરે સંસાર ત્યાગ કરી ઓરીસામાં ગયો, ને ત્યાં પોતાનો કાળ ધર્મ બોધ કરવામાં કાઢ્યો. તે ઈ૦ સ૦ ૧૫૨૭ માં દેવલોક પામ્યા. તે-નો અભિપ્રાય એવો હતો કે, બધી નાતના લોકોને ભકતી કરવાનો હક છે ને તેઓ ભક્તિથી સરખા થાય છે. પૂર્ણ આસ્થા રાખી હમેશ ઈશ્વર ભજન કરવું. એ તેના ધર્મનો નિયમ છે. પુજા, ક્રિયાથી મો-ક્ષ નથી, પણ ધ્યાન કરવાથી છે. ગુરૂને બીજા પીતાની પેઠે ગણવા, પણ દેવ પ્રમાણે ન પૂજવા, ને દેહના કલંક તથા પાપથી મૂકત થ-વું તેને મોક્ષ કહ્યોછે.

૨. એ પંથમાં સઘળી નાતના લોકો છે. એમાં કુંવારા તથા પરણેલા ગોસાંઇઓ અને બીજા વેરાગીઓ દાખલ થઇ શકે છે, ઘ-ણા ખરા ઉપદેશક પરણેલા છે. તેઓ કૃષ્ણ મંદિરની આજુ બા-જુ કુટુંબ સાથે રહેછે, ને મોટા જમીનદારો તેમને આશરો આપેછે. એના મરણ પછી એક ઉપપંથ નીકળ્યો. એમાં સ્ત્રી વર્ગને દાખલ ક-ર્યો. કુંવારા બાવા તથા કુંવારી બાવીઓ એ મઠમાં રહે છે. બાવીઓ ભણેલી હોયછે; ને બીજા ગૃહસ્થની બૈરાંઓને તેઓ ભણાવેછે. અ-ગાઉ બંગાળામાં મોટા ગૃહસ્થોને ત્યાં સ્ત્રી કેળવણી એજ આપતી. બંગાળામાં એ પંથ વધારે ફેલાયો તેનું કારણ એ કેળવણી છે.

૪. વલ્લભસ્વામી—ઈ૦ સ૦ ૧૫૨૦—એણે ઉત્તર હિંદમાં પોતાનો મત ફેલાવ્યો. તે બોધ કરતા, કે આત્માના ઊદ્ધારને માટે

વનમાં રહેવાની, દેહદમન કરવાની, કે કષ્ટ વેઠવાની જરૂર નથી. તે શ્રીકૃષ્ણને બાળરૂપે ઠાઠમાઠથી પુજેછે ને શ્રદ્ધા પુર્વક ભકિત કરવાથી મોક્ષ મળે, એમ કહે છે. તેમનામાં આઠે પહોરની જુદી જુદી સેવા છે. હલકી વરણ ન ભેળવતાં પૈસાદાર શેઠ સાહુકારોને એ ધર્મમાં લે છે.

**હિંદુઓનું ધર્મ બંધન**—જેમ હિંદુ લોકમાં સંસારી પાયો ન્યાતી બંધનથી મજબુત થયો છે. તેમ શિવ ને વિષ્ણુની ભકિતવડે ધર્મનો પાયો મજબુત થયોછે, હિંદુ ધર્મનું મૂળ તો વેદ ધર્મ છે પણ હાલ તેમાંથી ભિન્ન ભિન્ન પંથ નીકળેલા છે. શુદ્ધ બ્રાહ્મણ એકેશ્વરી મતને માને છે, ને સાધારણ બ્રાહ્મણ વિશેષે કરીને શિવલિંગની પૂજા કરેછે. મધ્ય વર્ગના લોકો અને વેપારી વર્ગ વિષ્ણુના અવતારને પૂજે છે. નિચ વર્ણો શિવ શકિતના ભયંકર રૂપ કાળીને પુજે છે. એમ દરેક હિંદુને તેનો સેવા કરવાનો ઈષ્ટદેવ છે.

---

## પ્રકરણ ૮ મું.

## मुसलमानी राज्यनो हेवाल.

**મુસલમાની ધર્મનો ઉદય**—બુધ્ધ માર્ગને હઠાવીને હિંદુ ધર્મ પ્રબળ થતો હતો, તેવામાં અરબસ્તાનમાં એક નવો પંથ ઉદયો. એ ધર્મનો સ્થાપનાર મહમદ પેગંબર હતો. તેનો જન્મ મક્કામાં ૫૭૦ માં થયો, ને ઇ૦ સ૦ ૬૩૨ માં મદીનામાં તેનું મરણ થયું. મુસલમાની ધર્મ શાસ્ત્ર કુરાનનો કર્ત્તા એ હતો. એના મરણ પાછળ સો વરસ સુધી મુસલમાનોએ હિંદુકુશ લગી હુમલા કર્યા હતા પણ હિંદુસ્તાનમાં આવી શકયાં નહોતા.

**સિંધપર અરબ સ્વારી**—પેગમ્બરના મરણ પછી ઇ૦ સ૦ ૬૩૬ માં ઉસ્માને મુંબાઈ ઈલાકાને લગતાં બંદરપર એક સેના મોકલી હતી; તેમાં ઇ૦ સ૦ ૬૬૨ ને ૬૬૪ માં સિંધપર સ્વારી કરી પણ તેમાં કંઇ વળ્યું નહીં. પછી કોઇ હીંદી રાજાએ અરબી વહાણ કબજે કર્યું હતું, તેની નુકશાની ભરી લેવાને ૭૧૨ માં મહમદ કાસમ નામે સરદાર સિંધ ઉપર ચડયો. એ લડાઈમાં સિંધનો દાહીર નામે રજપુત રાજા બહાદુરીથી લડયો. તેણે પ્રથમ બૈરી છોકરાંને સળગાવી દીધાં. ને પછી પોતે સિપાઇઓ સાથે મુઓ. કાસમે પછી એ પ્રદેશમાં થાણાં બેસાડયાં. પણ એવામાં સન ૭૧૪ માં તેનું મરણ થયું. તેથી આરબો આગળ જતાં અટક્યા. ઇ૦સ૦ ૭૫૦ ના સુમારે રજપુતોએ સિંધદેશ પાછો લીધો હતો.

**મુસલમાનો આવ્યા તે વખતે હિંદની હાલત**—મુસલમાન લોકોએ પંજાબમાં પગ દીધો, ત્યાર પહેલાં તેમણે આફ્રિકા, યુરોપ વગેરેમાં મોટી જીતો મેળવી હતી, પણ હિંદુસ્થાનમાં રજપુત રાજાઓનું એક સંપી બળ હોવાથી તેઓ આવી શક્યા નહોતા. એ વખતે ઉત્તરમાં ત્રણ મોટાં રાજય હતાં. (૧) સિંધુથી જમનાં સુધીના ભાગમાં કનોજના રાજાનું. (૨) બહાર પ્રાંતની આજુબાજુના ભાગમાં અશોકના વંશજોનું. (૩ વિંધ્યાચળને પશ્ચિમ છેડે માળવાનું જબરૂં રજપુત રાજ્ય. એ શિવાય દક્ષિણમાં કેટલાક શૂરા અનાર્ય રાજા રાજ કરતા હતા; અને તેઓ ચેરા, ચોલા ને પાંડય નામે મોટા રાજાઓની હકુમતમાં રહેતા.

**હિંદુ લોકનો સંપ**—પરદેશી હુમલો કરનારની સામે થવામાં ઉત્તર અને દક્ષિણ હિંદના રાજાઓ સંપ કરતા ને તેથીજ ઇ૦ સ૦ ૭૧૨ માં સિંધમાં મુસલમાની રાજ્ય સ્થાપન થયુ નહીં.

ત્રણસેં વર્ષ પછી વાબ્ય કોગુની મુસલમાન સ્વારીઓમાં ફક્ત પં-જાબ તાબે થયો. (૯૭૭—૧૧૭૬) દક્ષિણમાં સન ૧૫૫૬ માં તાલિકોટનો સંગ્રાગ થયો, ત્યાં સુધી હિંદુ બળ મજબુત ટકેલું હતું ને ત્યાર પછી સો વર્ષે તો નવું મરાઠી રાજ્ય સ્થાપન થયું, તેથી હિંદુ રાજ્યને હરકત ન આવી.

**મુસલમાની અપુર્ણ હુમલા**—મુસલમાનોના હાથમાં કોઇ વાર સઘળો હિંદ આવ્યો નથી. ઇ૦ સ૦ ૬૩૬ માં ઉસ્માને મુંબાઇ ફોજ મોકલી, ત્યારથી તે સન ૧૭૬૧ માં અબદલ્લી આવ્યો. ત્યાં સુધી એટલે અગિઆરસેં વરસોમાં માત્ર થોડો ભાગ તેમણે લીધો હતો. તે વેળા હિંદી રાજ્યવંશો ઘણા મુલકપર અમલ કરતા ને મુ-સલમાની બળની ચડતી વખતે ખંડણી ભરતા. સન ૧૫૭૮ થી ૧૭૦૭ સુધીમાં તો રજપુતો બીજીવાર સામા થયા. તેમ પંજાબમાં સીખ અને દક્ષિણમાં મરાઠા જોરપર આવ્યા. એવામાં ઇંગ્રેજી રાજ્યનું બળ વધ્યું; ને હિંદુ રાજાઓને શાન્તીથી તેમનાં રાજ્ય પાછાં મળ્યાં.

## ઘિજની વંશ ઇ. સ. ૯૬૨—૧૧૮૬.

**સબક્તગીન**—૯૭૭—૯૯૭. હિંદુસ્થાન ઉપર પ્રથમ સ્વારી કરનાર ઘિજનીવંશ હતો. તેનો મૂળ પુરૂષ આલપ્તગીન હતો. તેણે ૯૬૨ માં ઘિજનીમાં ગાદી કરી આજુ બાજુના મુલક ઉપર સ્વારી કરી હતી. તે ઇ૦ સ૦ ૯૭૭ માં મરણ પામ્યો. તેની પછી સબક્ત-ગીન ગાદીએ બેઠો. પ્રથમ એ કોઇ શાહુકારનો ગુલામ હતો; એ શાહુકાર પાસેથી આલપ્તગીને વેચાતો લીધો, ને તેની ચંચળાઈપર-થી પોતાની દીકરી દીધી. આલપ્તગીનના મરણ પછી એ રાજ્યનો વારસ બન્યો. તેણે હિંદુસ્તાનની સરહદ તરફ હુમલા કરવા માંડ્યા, તેથી સરહદપરનાં હિંદુ રાજ્યોને ઘણી ધાસ્તી પેઠી, ને તેઓ મુસ-

લમાન સામે લઢયા. પ્રથમ લાહોરના જયપાળ રાજાએ મુસલમાનો પર હુમલો કર્યો, પણ તેમાં તે હારીને કેદ પકડાયો. સબકતગીને ખંડણી આપવાની સરતે તેને છોડયો, પણ લાહોર આવ્યા પછી જયપાળે ખંડણી આપી નહીં, તેથી સબક્તગીને બીજી વાર તેનાપર ચડાઈ કરી. જયપાળ પોતાની મદદે દિલ્લી, અજમેર, કનોજ વગેરેના રાજાને લઇ સામો થયો; પણ રજપૂતો હાર્યા ને સબક્તગીન પેશાવરમાં થાણું બેસાડી સ્વદેશ ગયો. એ પ્રમાણે લાહોર તથા પેશાવરનાં બે પહાડી નાકાં પઠાણોને હાથ આવ્યાં. સબક્તગીન ઇ० સ० ૯૯૭ માં મરણ પામ્યો.

સુલતાન મહમદ—૯૯૭—૧૦૧૦–સબક્તગીનના• મરણ પછી તેનો ૧૬ વરસનો પુત્ર મહમદ ગાદીપર બેઠો. એણે ચાર વરસ સ્વદેશમાં મુલક વધારવા સારૂ લડાઈઓ કરી. પછી ઇ. સ ૧૦૦૧ થી હિંદુસ્તાનપર નાની મોટી લગભગ સત્તર સ્વારીઓ કરી. તેમાંની ૧૩ સ્વારી પંજાબનો પશ્ચિમ ભાગ જીતવાને; ચૌદમી કાશ્મીર જીતવાને; અને બાકીની ત્રણ કનોજ, ગ્વાલીઅર તથા સોમનાથ જીતવાને કરી હતી. (૧) સ્વારી ૧૦૦૧ માં લાહોરના રાજા જયપાળ ઉપર કરી. તેમાં જયપાળ હાર્યો, ને અપમાન ન સહેવાયાથી પોતાના પુત્ર અનંગપાળને રાજ્ય સોંપી, પોતે બળી મુઓ. (૨) ૧૦૦૪ માં ભાટીઆના રાજાપર કરી તેને હરાવ્યો. (૩) ૧૦૦૫ માં મુલતાનપર. (૪) ૧૦૦૮ માં લાહોર ઉપર. એ વખતે દિલ્લી વગેરેના રાજાઓની મદદ લઇ અનંગપાળ સામો થયો પણ તેની હાર થઇ. તેમાં મુસલમાનોને પણ ઘણું નુકશાન થયું. એ લડાઇ પછી એણે નગરકોટનું દેરૂં લૂટયું, ને તેમાંથી ઘણું ધન લેઈ ગયો. (૫) ૧૦૧૦ માં મુલતાનપર. (૬) ૧૦૧૧ થાનેશ્વર ઉપર કરી, ત્યાંના દે-

રાં તોડી પાડ્યાં. સાતમી તથા આઠમી કાશ્મીર ઉપર કરી, તે પ્રાંત કબજે કર્યો. ૧૦૧૪ નવમી.૧૦૧૭ મથુરાં ઉપર કરીને તે શહેર ભૂટ્યું, તથા ઘણા હિંદુને કેદ કરીને સ્વદેશ લેઇ ગયો. (૧૦) ૧૦૨૨ માં કલીંજરના રાજાપર. (૧૧) ૧૦૨૩ માં લાહોરના રાજા બીજા જયપાળ ઉપર કરી. તેમાં જયપાળ હાર્યો. (૧૨) પ્રખ્યાત સ્વારી ઈ૦ સ૦ ૧૦૨૪ માં ગૂજરાતમાં આવેલા સોરઠી સોમનાથ ઉપર કરી. તેમાં ગૂજરાતનો રાજા ભીમદેવ લડવા આવ્યો, પણ તેની હાર થઇ. મહમદે દેરામાં પેસી સોમનાથ મહાદેવની મૂર્ત્તિ ભાગી નાંખી, ને તેના ત્રણ કડકા કરી, મક્કે મદીને તથા ઘિજની મોકલ્યા. એમાંથી પુષ્કળ પૈસો હાથ લાગ્યો. તે લેઇ સુલતાન સ્વદેશ તરફ ગયો, પણ રસ્તામાં ભુલો પડવાથી સિંધના રણમાં તેના સૈન્યની ઘણી ખરાબી થઈ. એને ચોથી, નવમી અને બારમી સ્વારીમાં ઘણું ધન મળ્યું હતું.

મહમદે સત્તર સ્વારીઓ કરી, પણ તેણે મૂલકમાં વધારો કર્યો નહી. તેની મૂખ્ય મતલબ તો પૈસા મેળવવાની હતી. ફક્ત પંજાબનો પશ્ચિમ ભાગ તાબે કર્યો હતો. એ તેત્રીસ વર્ષ રાજ્ય કરી ઘિજનીમાં ઈ૦ સ૦ ૧૦૩૦ માં મરણ પામ્યો. ધર્માભિમાની હોવાથી મુસલમાનો તેને વખાણે છે, પણ એની વધારે કીર્ત્તિ વિદ્યાને આશરો આપવાથી ફેલાઈ. તે પૈસાનો બહુ લોભી હતો. તેના દરબારમાં ફિરદોસી કરીને પ્રખ્યાત કવિ હતો, તેણે શાહનામું નામે, પાદશાહના ચરિત્રનું પુસ્તક બનાવ્યું છે.

એની પછી એનો પુત્ર મસાઉદ ગાદીપર બેઠો. તેના વખતમાં તથા તેની પછીના સાત બાદશાહોના વખતમાં કંઇ જાણવા જોગ બનાવ બન્યો નથી. એમની પછી ઈ૦ સ૦ ૧૧૧૮ માં અગિઆરમો બહેરામ બાદશાહ ગાદીએ બેઠો.

**બહેરામ—૧૧૧૮—૧૧૫૨**—આ બાદશાહે સારી રીતે રાજ્ય ચલાવ્યું, તથા વિદ્વાનોને આશરો આપ્યો, પણ એવામાં એક આફત પડવાથી તેની ખરાબી થઈ. તેના કુતુબુદ્દીન નામે જમાઇને તેણે કાંઇ વાંકસર મારી નંખાવ્યો. તેથી મરનારના ભાઇ સૈફુદીને ઘિજનીપર ચડાઈ કરી બહેરામને કાઢી મુક્યો. પણ થોડા દીવસ પછી બહેરામે પાછા આવી સૈફુદીનને મારી નંખાવી ગાદી લીધી. એથી ક્રોધે ભરાઇ, મરનારના ત્રીજા ભાઈ અલાઉદ્દીને ઘિજનીપર હલ્લો કર્યો. બહેરામ નાસી જઇ રસ્તામાં મરણ પામ્યો. અલાઉદ્દીને ઘિજની શહેર બાળીને ઘણી ખરાબી કરી; તે કારણથી અલાઉદ્દીન જહાંસોજ (દુનિઆં બાળનાર) કહેવાય છે. આ વખતથી ઘિજનીવંશની પડતી થઈ. ૧૧૫૨. બહેરામનો દીકરો ખુશરૂ પંજાબમાં જઈ રાજ્ય કરવા લાગ્યો. તે સાત વર્ષ પછી મરણ પામ્યો. ૧૧૫૯. તેની પછી તેનો પુત્ર ખુશરૂ મલેક બેઠો, પણ ગોરી બાદશાહ શાહબુદ્દીને તેના પર ત્રણ હુમલા કરી હરાવ્યો, ને તેના કુટુંબ સાથે પકડી ઘિજનીમાં કેદ કર્યો. એ પ્રમાણે ૧૧૮૬ માં ઘિજનીવંશની નામની ગાદી નાશ પામી.

## ગોરી વંશ. ૧૧૫૨—૧૨૧૨—૬૦.

**અલાઉદ્દીન—૧૧૫૨—૧૧૫૬** ઘિજની વંશની પડતી થયા પછી ઘોરવંશ પ્રબળ થયો. તે વંશના રાજાઓ ઘોર પ્રાંતના રહેવાસી હોવાથી તેઓ ગોરીવંશના કહેવાય છે. ઘિજનીનો નાશ કરી અલાઉદ્દીન સ્વદેશ ગયો પણ સેલ્જુકી લોકે તેને હરાવ્યો. પાછળથી એ લોકને કાઢી ગાદી લીધી પણ એવામાં તેનું મોત થયું. ૧૧૫૬. તેની પછી તેનો પુત્ર સૈફુદ્દીન બેઠો. પણ તે દમવગરનો હોવાથી તેના પિત્રાઇ ભાઇઓએ રાજ્ય લીધું.

**ગ્યાસુદ્દીન-૧૧૫૭-૧૨૦૨** એ બે ભાઇ હતા. તેમનામાં સં-પ સારો હતો. તેનો ભાઈ શાહબુદ્દીન ગોરી લડાઈનું કામ કરતો, ને પોતે મુલ્કી કામ કરતો. હિંદુસ્તાનની કીર્ત્તિ સાંભળી, શાહબુદ્દીન લલચાયો, ને તેણે નાની મોટી નવ સ્વારીઓ હિંદપર કરી. પ્રથમ ૧૧૭૬ માં પંજાબપર કરી. બીજી ૧૧૭૮ માં ગુજરાતના રાજા ભોળાભીમ ઉપર-તેમાં પોતે હાર્યો. ત્યાર પછીની ત્રીજી સ્વારી પંજાબપર કરીને ધિજનીવંશની આખર આણી. છઠી-૧૧૯૧ માં દિલ્લીના રાજા પૃથુરાજ ઉપર કરી, પણ થાનેશ્વર આગળ તેની હાર થઈ.

**રજપુત રાજ્યોની હાલત**—એ વખતે રજપૂતોનાં ૪ મોટાં રાજ્ય હતાં. (૧) દિલ્લમાં તોમાર જાતના અનંગપાળનું. (૨) અજમેરમાં ચોહાણ જાતના સોમેશ્વરનું. (૩) કનોજમાં જયચંદ્ર રાઠોડનું અને (૪)ગુજરાતમાં સોલંકી ભોળાભીમનું-શાહબુદ્દીને પેહેલી સ્વારી દિલ્લીપર કરી, ત્યાં સુધી તો બધા વચ્ચે સંપ હતો ને તેથીજ ગોરીશાહને નાસવું પડયું પણ પાછળથી કુસંપ થતાં તેમનાં રાજ્ય તૂટી ગયાં.

**કુસંપ થવાનું કારણ**—(૧) દિલ્લીના રાજા અનંગપાળને દીકરો નહોતો, તેથી તેણે પોતાના ભાણેજ અજમેરના રાજા પૃથુરાજને દત્તક લીધો. એથી બીજા ભાણેજ કનોજના રાઠોડ રાજાને માઠું લાગ્યું ને અરસપરસ વેર બંધાયું. (૨) ગુજરાતના રાજા ભોળાભીમ તથા અજમેરના રાજા વચ્ચે એક કન્યા પરણવા બાબત તકરાર થઇ તેથી વેર બંધાયું (૩) દિલ્લી અને અજમેરના રાજા પૃથુરાજે પોતાનું ઉપરીપણું બીજાં રજપૂત રાજ્યો ઉપર સ્થાપ્યું હતું, પણ કનોજનો રાજા તેની આણ માનતો નહોતો. હમણાં કનોજના રાજાએ ચક્રવર્તીપણું જાહેર કરવાને મોટો સમારંભ કર્યો. તેમાં બીજા ખં-

ડીઆ રાજા કામ કરવા ગયા, પણ પૃથુરાજ ન ગયો. એ વેળા એ-ની દીકરી સંયોગતાનો સ્વયંવર પણ થવાનો હતો. પછી સ્વયંવર વખતે પૃથુરાજ આવી તેને હરી ગયો. એ અપમાનથી જયચંદ્ર ઘણો ક્રોધે ભરાયો હતો. એવાં એવાં કારણથી રજપૂત બળ તૂટી ગયું. આ વખતનો લાભ લઇ ઈ૦ સ૦ ૧૧૯૩ માં શાહબુદીને સાતમી સ્વારી દિલ્લી પર કરી ને પાણીપતના મેદાનમાં લડાઇ શરૂ થઈ, તેમાં પૃથુરાજ માર્યો ગયો, ને તેની રાણી સતી થઇ. એ બધી હકીકત પૃથુરાજના કવી ચંદબારોટે "પૃથુરાજરાસા" નામે પુસ્તકમાં ઘણી અસરકારક લખેલી છે.

ત્યાર પછી શાહાબુદીને અજમેર લીધુ ને ઈ૦ સ૦ ૧૧૯૪ માં આઠમી સ્વારી કનોજપર કરી, ત્યાંના રાજા જયચંદ્રને માર્યો: જયચંદ્રનું લશ્કર ઘણું હતું તેથી તે "દળપાંગળો" કેહેવાતો. આ વખત કનોજ, દિલ્લી વગેરેના રજપૂતો પોતાનાં ઘરબાર મુકી રજપૂતાનામાં ગયા, ને ત્યાં નવાં રાજ્ય સ્થાપ્યાં. જે હાલ રજપુત સંસ્થાનો કહેવાય છે.

છેલ્લી એટલે નવમી સ્વારી ૧૧૯૫ માં ગ્વાલીયર ઉપર કરી, પણ એકા એક પોતાના દેશમાં જવું પડયું, તેથી તે કામ તેના સરદાર કુતબુદીને પાર પાડયું. કુતુબુદીને ૧૧૯૫ માં ગુજરાત જીત્યું. હવે શાહબુદીન હિંદમાં આવ્યો નહીં, પણ તેના સૂબા બખ્તીયારખીલજીએ ૧૧૯૯ માં અયોધ્યા ને બહાર જીતી લીધાં એવામાં ગ્યાસુદીન ૧૨૦૨ માં મરણ પામ્યો, ને શાહબુદીન બાદશાહ થયો.

**શાહબુદીન—૧૨૦૨—૧૨૦૬**—તણે ખારીજમના બાદશાહ ઉપર ચઢાઈ કરી તેમાં પોતે હાર્યો. પણ એ વખતે બખ્તીયાર ખિલજીએ ૧૨૦૩. માં બંગાળાના રાજા લક્ષ્મણસેનને હરાવી તેનું રાજ

જીતી લીધું. શાહબુદીનની હાર થવાથી તેના પંજાબ, સિંધ વગેરેનો સૂબા સ્વતંત્ર થઇ ગયા. ને ગક્કર લોકે ૧૨૦૩ માં પંજાબ જીત્યું પણ પાછળથી શાહાબુદીને હીંદમાં આવી સૂબા તથા ગક્કર લોકોને પાધરા કર્યા, પછી તેણે સ્વદેશ જતાં રસ્તામાં સિંધુ નદીને કાંઠે મુકામ કર્યો. ત્યાં તારીખ ૧૪ માર્ચ ૧૨૦૬ ને રોજ રાતરે, ગક્કર લોકે તેનો ઘાત કર્યો.

**તેનાં કામ**—સુલતાન મહમદની પેઠે ધર્માંધપણાની કે, લૂટ મેળવવાની સ્વારીઓ તેણે કરી નહોતી. તેને તો મુલક વધારવાનો લોભ હતો. એના વખતમાં પૂર્વ બંગાળાથી પશ્ચિમે સિંધુ સુધી ઘણો મુલક તાબે થયો. ફકત માળવા તથા તેની આજુ બાજુનો ભાગ સ્વતંત્ર હતો. તેને મહમદની પેઠે વિદ્યા ઉપર પ્રેમ નહોતો.

શાહબુદીનની પછી તેનો પુત્ર મહમદ ગાદીએ બેઠો પણ તેનામાં કંઈ સત્તા નહોતી. તેથી ઘીજની, મુલતાન ને હિંદુસ્તાનના સૂબા સ્વતંત્ર થઈ ગયા. તે ૧૨૧૨ માં મરણ પામ્યો, ને ગોરીવંશની સમાપ્તિ થઇ.

## ગુલામ વંશ—૧૨૦૬—૧૨૯૦

**કુતબુદીન—૧૨૦૬–૧૨૧૦**—એનો પેહેલો બાદશાહ કુતબુદીન, ગુલામ જાતનો હતો, તેથી તેના વંશવાળાને ગુલામવંશી કહેછે હીંદુસ્તાનમાં ગાદી કરી પ્રથમ રાજ કરનાર એ વંશ હતો. ઘોરવંશની પડતી વખતે ઘણા સૂબા સ્વતંત્ર થઇ ગયા. તેમાં કુતબુદીન હિંદુસ્તાનમાં સ્વતંત્રપણે કારભાર કરવા લાગ્યો. તેનું રાજ્ય શાહબુદીનના મેળવેલા ભાગમાં હતું.

મુસલમાની રાજ્યની પડતીના મુખ્ય ત્રણ કારણ આ વખતે શરૂ થયાં. (૧) સુબાઓનાં બંડ, (૨) હિંદુઓનાં બંડ, (૩) પરદેશી

મુગલા. કુતબુદીને દિલ્લીમાં "કુતુબમિનારો" નામે મોટી ઇમારત બાંધવાનું શરૂ કર્યું, પણ તે કામ પૂરૂં થયુ નહીં, એટલામાં તેનું મરણ થયું. ૧૨૧૦—એ પ્રથમ તુર્કી ગુલામ હતો, પછી શાહબુદીનના હાથ નીચે કેળવાઇ ઉંચે દરજ્જે ચડયો, ને તેનું કારણ એની વિદ્યા, નીતિ અને બુદ્ધિ હતાં. તેની પછી તેનો પુત્ર આરામ બેઠો પણ થોડી મુદતમાં તેને ઉઠાડીને તેના બનેવી અલ્તમશે રાજ્ય લીધું. ૧૨૧૧.

**અલ્તમશ**-૧૨૧૧—૧૨૩૬—એ કુતબુદીનનો ગુલામ ને જમાઈ હતો. તેના વખતમાં જંઘિસખાન નામે મુગલ સરદાર જબરી ફોજ લઇને કોઇ અફગાન બાદશાહની પુઠે, હિંદુસ્તાનમાં આવ્યો હતો, પણ તે સિંધુ આગળથી પાછો વળી ગયો. અને અલ્તમશે ૧૨૨૫ માં સિંધ તથા બંગાળા જીત્યાં ને ૧૨૩૧ માં માળવો જીતી ઉજ્જનનું મહાકાળેશ્વરનું દેરૂં તોડી પાડયું. એ પ્રમાણે શાહબુદીનના જીતેલા મુલકમાં માળવા વગેરે ઉમેરી રાજ્યનો વધારો કર્યો ને કુતુબમિનારો પૂરો કરાવ્યો. એ ૧૨૩૬ માં મરણ પામ્યો. તેની પછી તેનો પુત્ર રૂકનુંદીન બેઠો, પણ તે લાયક નહોતો, તેથી એક વરસની અંદર તેની બેન રજીઆબેગમે રાજ્યની લગામ હાથમાં લીધી.

**રજીઆબેગમ**—૧૨૩૬—૧૨૩૯ હીંદુસ્તાનના મુસલમાની રાજ્યમાં સ્ત્રી રાજ્યકર્ત્તા તરીકે આ એકલીજ થઇછે. તે કુરાન ભણેલી, રાજ્યકારભારમાં હોશિયાર, ને હીંમતવાન હતી. તેને સુલ્તાના રજીઆ કહેતા. પાછળથી તે એક હબસી ઘોડેસ્વારની સાથે પ્યારમાં પડી, જેથી અમીરો નાખુશ થયા ને તેમણે તેના યારને મારી નંખાવ્યો, તથા રજીઆને કેદ કરી, ત્યાંથી અલ્તુનીયા નામે ચોકીદારને લેઈને તે નાસી ગઈપણ આખરે બને જણાં પકડાઇ માર્યાંગયાં ૧૨૩૯. તેની પછી મવજ્જુદીન ને અલાઉદ્દીન અનુક્રમે ગાદીએ બેઠા. તેમના

વખતમાં મુગલ લોકના હુમલા વગર બીજો જાણવા જોગ બનાવ બન્યો નથી. અલ્લાઉદ્દીન ૧૨૪૬માં મરણ પામ્યો, ત્યાર પછી નાસરૂદ્દીન ગાદીએ બેઠો.

**નાસરૂદ્દીન**—૧૨૪૬—૧૨૬૫-એ ફકીરી ચાલનો હતો. તેના રાજ્યમાં મુખ્ય સત્તા ગ્યાસુદ્દીન બુલબુન નામે વજીરને હાથ હતી. એણે હીંદુ રાજાઓને વશ કર્યા, તથા બુંદેલખંડ, માળવા ને દિલ્લીની આજુ બાજુનાં બંડ સમાવી રાજને મજબુત કર્યું. આ બાદશાહના દરબારમાં મોગલ બાદશાહ હોલાકુખાંનો વજીર આવ્યો હતો. તેની સાથે સલાહ કરી તેને માન આપ્યું. મુગલોએ બે વાર હુમલા કર્યા હતા, પણ તે પાછા હઠાવ્યા હતા. તેના મરણ પછી બુલબુન ગાદીએ બેઠો. ૧૨૬૫.

**બુલબુન**—૧૨૬૫—૧૨૮૭—એ અલ્તમશના વખતથી ઘડાએલો અનુભવી ગુલામ હતો. તેણે પોતાની સાથેના બીજા મુગલોને કાઢી મૂકયા; ને કુળવાનોને નોકરી આપવાનો તથા હિંદુઓને ન આપવાનો ધારો કર્યો. એના વખતમાં મુગલોના જુલમથી કંટાળેલા ઘણા પરદેશી રાજા, અમીર, કવી, વગેરે દિલ્લીમાં આવી વસ્યા હતા. તેમને બાદશાહે જમીન આપી વસાવ્યા, તેમાં અમીર ખુશરૂ નામે પ્રખ્યાત કવી હતો. મેવાતના ડુંગરોમાં કેટલાક હિંદુઓએ બંડ કર્યું, ત્યાં જઇ એક લાખ મેવાતીને મારી નાંખ્યા. બંગાળાના બંડખોર તોગ્રલબેગને હરાવ્યો ને ત્યાં પોતાના પુત્ર બકારાખાંને નીમ્યો. મુગલો પંજાબ પર ચઢી આવ્યા હતા, તેમને શાહજાદા મહમદે હરાવ્યા. આ બાદશાહ ક્રુર ને હલકા મનનો હતો. તે ૧૨૮૭ માં મરણ પામ્યો.

**કૈકુબાદ**—૧૨૮૭—૧૨૯૦ બુલબુનનો મોટો પુત્ર મહમદ મરણ પામ્યો હતો ને નાના પુત્ર બકારાખાં જોડે બનતું નહોતું, તે-

થી બકારાખાંના પુત્ર કૈકુબાદને ગાદી મળી. તેના વખતમાં નીજામુ-દીન નામે દુષ્ટ સ્વભાવના વજીરને હાથ સત્તા હતી. તેણે બાદશાહ પાસે ઘણા જણની ઘાત કરાવી તથા તેના બાપજોડે કુસંપ કરાવ્યો. પાછળથી એ વજીરને મરાવ્યો, ને કૈકુબાદ સ્વતંત્ર થયો, પણ તેના-માં કારભાર કરવાની સત્તા નહોતી, તેથી ખીલજી લોકે તેને મારી નાંખી પોતાના સરદાર જલાલુદીનને ગાદીએ બેસાડયો ૧૨૯૦.

## ખિલજીવંશ. ૧૨૯૦–૧૩૨૦.

**જલાલુદ્દીન**—૧૨૯૦—૧૨૯૫ એ ૭૦ વર્ષની ઉમરે ગાદીએ બેઠો. દયાળુ ને ભોળા સ્વભાવનો હોવાથી તેના રાજ્યમાં ઘણા બંડ થયાં. મોગલ લોકો ૧૨૯૨ માં ચડી આવ્યા તેમને હરાવ્યા. તેનો ભત્રીજો અલાઉદ્દીન બહાદૂર હતો. તે કરા ગામનો સૂબો હતો, તે વે-ળા તેણે માળવા તથા બુદેલખંડનાં બંડ સમાવ્યાં ને દક્ષિણપર સ્વારી કરી. થોડું લશ્કર લઇને દેવગીરીના રાજા રામદેવ ઉપર હલ્લો કર્યો, ને ઘણો અનર્થ કરી પુષ્કળ પૈસો લઇ પાછો પોતાની જગા-એ આવ્યો–૧૨૯૪ એ પરાક્રમની બાદશાહને ખબર નહોતી, તેથી અલાઉદીને તેને મળવા બોલાવ્યો; પણ મળતી વખતે તેણે એ બુઢ્ઢા ડોસાનો ઘાત કરાવ્યો. ૧૨૯૫.

**અલાઉદ્દીન**—૧૨૯૫-૧૩૧૫-(૧) એ પ્રમાણે પોતાના કા-કાને મારી લશ્કરી માણસોને બક્ષીસ આપી, પોતે ગાદીએ બેઠો. પ્રથમ તેના સુલેમાન વગેરે ભત્રીજાઓએ બંડ ઉઠાવ્યાં. તે બધાને તેણે મારી નાંખ્યા (૨) પછી પોતાના સરદાર અલોફખાં તથા ભાઇ નસરતખાંને ગુજરાત જીતવા મોકલ્યા. તેમણે ગુજરાત પ્રાંત જીત્યો, ને ત્યાંનો રાજા કરણ દક્ષિણે બાગલાણમાં નાઠો; તથા તેની રાણી

મગળાદેવી શત્રુને હાથ પકડાઈ. એ વખતે ખંભાતથી મલેક કાફુર નામે ગુલામ મળ્યો. જેણે અલાઉદ્દીનના રાજમાં ઘણાં પરાક્રમ કર્યા.

(૩) **મુગલોના હુમલા**—એમણે સાત વખત હુમલા કર્યા. પેહેલા બે પંજાબ ઉપર ૧૨૯૭–૯૮ માં કર્યા. તેમાં તેઓ હાર્યા. ૧૨૯૮ માં કુતલુઘખાંએ કર્યો તેમાં પણ હાર થઇ. ૧૩૦૩ માં દિલ્લી સુધી આવી પાછા ગયા. ત્યાર પછીના ત્રણ હુમલા ઇ૦ સ૦ ૧૩૦૪ માં રોહીલખંડપર કર્યા. તેમાં તેઓ માર્યા ગયા.

(૪) **ઉત્તરમાં જીત કરી દક્ષિણપર સ્વારી**—ઇ૦ સ૦ ૧૩૦૦માં રણથંભોરનો કિલ્લો લીધો ને ૧૩૦૩ માં ચિતોડ ઉપર હલ્લો કર્યો તેમાં રજપૂતો બહાદુરીથી લડ્યા, પણ તેમની હાર થઇ. એમ ઉત્તરમાં જીત કરી દક્ષિણપર ચડ્યો. ઇ૦ સ૦ ૧૩૦૩ માં મલેક કાફુરને-વરંગુળ જીતવા મોકલ્યો. તેણે માળવા, ખાનદેશ ને મહારાષ્ટ્ર લીધાં, તથા રામદેવને દિલ્લી લઈ જઇ તાબેદારી કબુલ કરાવી. ૧૩૦૬.

(૫) પછી કાફુરે તૈલંગણપર સ્વારી કરી તેની રાજધાની વરંગુળ લીધું. ૧૩૦૯. તથા ૧૩૧૦ માં કરણાટક જીત્યું ને ૧૩૧૨ માં ઠેઠ રામેશ્વર સુધીનો કબજો કરી આવ્યો.

(૬) **અલાઉદ્દીનના કારભારનો અંત**—આ બાદશાહના વખતમાં રાજ્યનો વિસ્તાર ઘણો થયો. મોગલ વીગેરે પરદેશી લોકના આવવાથી દિલ્લીમાં વસ્તી વધી હતી, પણ ઘણા મુગલો ભેગા થયા, ત્યારે તેમની કતલ કરાવી. દક્ષિણ દેશ અસલ જીતાએલો નહોતો, તે એણે જીતી નાખના કરી.

પાછળથી મલેક કાફુરનું જોર વધતાં ખરાબી થઈ. એવામાં ગુજરાતમાં હિંદુ લોકે બંડ કર્યું ને દક્ષિણમાં રામદેવનો જમાઈ હ-

રપાળ સ્વતંત્ર થયો.

(૭) આ વખતે નિયમ વગરના ખોરાકથી તેને ભારે મંદવાડ થયો, ને ૧૩૧૫ માં તે મરણ પામ્યો. તેનેકાફુરે ઝેર દીધેલું કહેવાય છે. એ બાદશાહ ધર્માંધ, અભિમાની, લડવૈયો ને જુલમી હતો. તેના કાયદા સારા હતા, ને રાજ્યનો ફેલાવો પણ ઘણો થયો. ખુની તથા જુલમી સ્વભાવને લીધે તે "અલ્લાદીઆ ખુની" ને નામે ઓળખાય છે.

**મુબારક**—૧૩૧૬-૧૩૨૦ અલાઉદ્દીન પછી તેના ચોથા પુત્ર ઉમરને કાફુરે ગાદીએ બેસાડયો ને મોટા બે દીકરાની આંખો ફોડી, તથા મુબારકને મારવાની ગોઠવણ કરી; પણ મુબારક બચ્યો, ને તેણે કાફુરને મારી નંખાવી, ૧૩૧૬ માં ગાદી લીધી પછી તેણે ઉમરને આંધળો કરી, બીજા બે ભાઇઓ મરાવ્યા, ને રાજ્ય સત્તા ખુશરૂ નામે નીચ જાતના વજીરને હાથ સોંપી. મુબારકે ગુજરાતનું બંડ સમાવ્યું, તથા દક્ષિણે હરપાળપર હલ્લો કરી તેને મારી નાંખ્યો. તેણે કેટલાક વેરા માફ કર્યાં. ખુશરૂખાંએ તેને ૧૩૨૦ માં મરાવ્યો, ને પોતે ગાદીએ બેઠો.

**ખુશરૂ**—૧૩૨૦ તેણે પોતાની જાતના માણસોને નોકરરાખી મોટા હોદ્દા આપવા માંડયા. તેથી અમીરો નાખુશ થયા, ને તેમણે બંડ કર્યાં. આખરે ઘાજીખાં નામે અમીરે પંજાબમાંથી ચઢી આવી ખુશરૂને મારી નાંખ્યો, ને ખીલજી વંશની આખર આણી, ૧૩૨૦—

## પ્રકરણ ૯ મું.

## તઘલખવંશ ૧૩૨૦—૧૪૧૨.

**ગ્યાસુદ્દીન**—૧૩૨૦ થી ૧૩૨૫-આ વંશનો સ્થાપનાર ઘાજીદ્દીન પ્રથમ તુર્કી ગુલામ હતો, પણ પાછળથી વધી જઈ પંજાબનો હાકેમ થયો હતો તેને અમીરોએ ગાદીએ બેસાડયો. તેણે રાજ

જ્યનો સારો બંદોબસ્ત કર્યો ને રાજ્યનો પાયો એવો મજબૂત નાં-ખ્યો કે, ૧૩૯૮ માં તૈમૂરની જબરી સ્વારી આવી, તો પણ તેના વંશનું રાજ ટકી રહ્યું. તેણે દિલ્લીની થડમાં તઘલખાબાદ નામે એક મેહેલ બંધાવી તેમાં રાજધાની કરી. વરંગુળના રાજાને તાબેદાર બ-નાવ્યો. ૧૩૨૩. એ ૧૩૨૫ માં મરણ પામ્યો.

**મહમદ તઘલખ**—૧૩૨૫–૧૩૫૧ ગ્યાસુદીનની પછી તેનો પુત્ર મહમદ તઘલખ બેઠો. તે ઘણો વિદ્વાન્, ચતુર, ને નિયમસર કામ કરનાર હતો, પણ તેના આપખુદી, ક્રોધી સ્વભાવથી બધા સારા ગુણ ઢંકાઈ ગયા, ને કોઈ તેને મહમદ તઘલખ ગાંડો પણ કહે છે.

**અવિચારી કામ**—(૧) મહારાષ્ટ્ર જીતી લઇ આઠસેં મૈલ-પર દોલતાબાદમાં ગાદી કરવાનો વિચાર કર્યો, ને બે વાર રૈયતને જવા આવવાનો હુકમ કર્યો. તેમાં દુકાળ વગેરેની હરકતથી રસ્તામાં ઘણાં માણસો નાશ પામ્યાં. (૨) ઇરાન તથા ચીન દેશ જીતવાને જ-બરી ફોજો તૈયાર કરી, પણ કાંઈ વળ્યું નહીં. (૩) લડાઈનું ખર્ચ પૂરું પાડવા ત્રાંબા નાણું ચલાવવા માંડ્યું. તેથી વેપારીઓને ઘણું નુકશાન થયું, ને વેપાર રોજગાર બંધ પડ્યો. (૪) પોતાનો એક દાંત પડી ગયો તેપર ઘણા પૈસા ખરચી મોટી કબર ચણાવી. વ-ગેરે ઘણાં અવિચારી કામ કર્યાં.

**જુલમી કામ**—વસુલાતની રીત એણે પેહેલ વેહેલી હિંદમાં દાખલ કરી. ગંગા જમના વચ્ચેના ભાગમાં જમીન વેરો વધાર્યો. તેથી ઘણા ખેડુત જમીન મૂકીને નાઠા ને લૂટારૂ બન્યા. (૨) શિકાર કરવા-ની હદમાં કોઇ માણસ પેસે તો તેને જીવથી મારતો. (૩) આજાયબ જેવી મનુષ્યનો શિકાર કરવાની રીત ચલાવી. તે એમ કે એક મોટો

પ્રદેશ ઘેરી લઇ તેમાં આવેલા તમામ માણસોને મારી નંખાવતો. એ પ્રમાણે કનોજ શહેર ઉજડ કર્યું. તેથી દેશની ખરાબી થઇ, દુકાળ પડયો ને રૈયત તથા પોતાને ઘણું દુઃખ વેઠવું પડયું.

**પ્રાંતોમાં થએલાં બંડ**—૧૩૩૮ થી ૧૩૫૧—એ ગાદીએ બેઠો ત્યારે મોટામાં મોટું રાજ્ય એના હાથ આવ્યું હતું પણ ધર્મના ખોટા અભિમાનને લીધે હિંદુ રાણા તથા અમલદારપર ભરોસો ન રાખ્યો, તેથી ચોતરફ બંડ ઉઠી રાજ્ય તુટી ગયું.

(૧) પ્રથમ ૧૩૩૮ માં તેના ભત્રિજાએ માળવામાં બંડ કર્યું. તેની ચામડી ઉતરડી નંખાવી. (૨) ૧૩૩૯ માં પંજાબના સૂબાએ બંડ ઉઠાવ્યું, તેને ગરદન માર્યો. (૩) ૧૩૪૦ માં બંગાળામાં બંડ ઉઠયું, તે સમ્યું નહીં. (૪) દક્ષિણમાં એક હાકેમે બંડ ઉઠાવ્યું, તે પણ સમ્યું નહીં. (૫) ૧૩૪૪ માં કરણાટક અને તૈલંગણવાળા હિંદુ રાજા સ્વતંત્ર થયા. (૬) ગુજરાતના સૂબાએ ૧૩૪૭ માં બંડ ઉઠાવ્યું તે સમાવ્યું (૭) દક્ષિણમાં બેદરમાં બંડ જાગ્યું. તથા હસન ગંગુ સરદારે બ્રાહ્મણી રાજ્યની સ્થાપના કરી. ૧૩૪૭—એ પ્રમાણે ઉપરા ઉપરી બંડ જાગ્યાં, ને બાદશાહને આમ તેમ નાસવું પડયું. આખરે ગુજરાતમાં ફરી બંડ જાગ્યું ને ત્યાંના બંડખોર સિંધુ તરફ નાઠા, જેમની પછવાડે જતાં ઠઠ્ઠામાં તે ૧૩૫૧ માં મરણ પામ્યો.

**ફીરોજુદ્દીન**—૧૩૫૧ થી ૧૩૮૮—એ મહમદનો ભત્રીજો હતો. લડાઇના કામમાં ખબડદાર નહોતો. તેથી તેણે દક્ષિણ તથા બંગાળાના સુબાઓનું સ્વતંત્રપણું કબુલ રાખ્યું. એ બાદશાહ દયાળુ સ્વભાવનો હતો. પ્રથમ એક ખટપટીઆ વજીરે બગાડ્યો, પણ પાછળથી સુધર્યો. તેણે સુધારાનાં ઘણાં કામ કર્યાં. ( ૧ ) ખેતીને સારૂ નદીઓમાંથી પાણી લાવવાને પાળો બંધાવી તળાવ ખો-

દાવ્યાં. (૨) મુસાફરોને માટે ધર્મશાળાઓ બંધાવી. (૩) લોકોના સુખને માટે નિશાળો, દવાખાનાં, પૂલ, વગેરે કરાવ્યાં. (૪) સૌથી મોટું કામ જમનાની જુની નેહેર બંધાવી તે છે. તેણે જમનાના મુખથી તે નહેર બંધાવી સતલજ અને ઘોઘરા નદીઓ સાથે જોડી દીધી, જે હાલ અંગ્રેજ સરકારે સુધારી છે. એ ૧૩૮૮ માં મરણ પામ્યો.

**તઘલખ વંશનો અંત**—૧૩૮૮—૧૪૧૨—પાછલા વખતમાં પ્રાંતોનાં બંડ, હિંદુ લોકનાં બંડ, તથા પરદેશીની સ્વારીથી એ વંશની પડતી થઇ. ફીરોઝનુદ્દીન પછી ગ્યાસુદ્દીન બીજો, અબુબકર, નાસરૂદ્દીન બીજો ને સિકંદર એ અનુક્રમે ગાદીએ બેઠા. તેમના વખતમાં જાણવા જોગ બીના બની નથી. છેવટે ૧૩૯૨ માં મહમદ તઘલખ બીજો ગાદીએ બેઠો. તે દમ વગરનો હતો. તેના વખતમાં માળવા, જવાનપૂર, ગુજરાત, ખાનદેશ વગેરેના સૂબા સ્વતંત્ર થયા.

એવામાં ઈ૦ સ૦ ૧૩૮૯ માં તૈમૂરની જબરી સ્વારી આવી જેથી પૂરી ખરાબી થઈ. તૈમૂરની રાજધાની સમરકંદમાં હતી, ત્યાંથી તે તાતાર લોકના જબરાં ટોળાં લેઈ વાયવ્યકોણને રસ્તે હિંદમાં આવ્યો. પ્રથમ દિલ્લીના કોટમાં મહમદને હરાવી નસાડયો, તથા પાંચ દિવસ સુધી કતલ ચલાવી, ઘણાં ગામ લૂટયાં, બાળ્યાં ને નાશ કર્યાં. પછી પોતાની સાથે પુષ્કળ પૈસો તથા બંદીવાન લઇ સ્વદેશ ગયો. ડીસેમ્બર ૧૩૯૮. રસ્તે જતાં મીરતમાં કતલ કરી હતી. એણે દેશની ખરાબી સીવાય, બીજી નીશાની પોતાની પાછળ મુકી નહોતી. મહમદશાહ ગુજરાતમાં ભરાઇ બેઠો હતો, તેથી રાજા વગર અંધેર ચાલવા માંડ્યું. એવામાં મહમદે આવી કારભાર હાથમાં લીધો, ને

૧૪૧૨ સુધી, નામનો કારભાર કરી તેજ સાલમાં મરણ પામ્યો. એની પછી બે વર્ષ સુધી દોલતખાં લોદી નામે સરદારે પાદશાહપદ ધારણ કર્યા વગર કારભાર ચલાવ્યો ને ત્યાર પછી સૈયદ વંશને હાથ ગાદી ગઇ ૧૪૧૪.

## સૈયદવંશ ૧૪૧૪—૧૪૫૦

**ખીજરખાં**—૧૪૧૪-૧૪૨૧- દોલતખાંને હરાવી. પંજાબના સુબા ખીજરખાં સૈયદે રાજ્ય લીધું ને પોતે ગાદીએ બેઠો ૧૪૧૪. તે ૧૪૨૧ માં મરણ પામ્યો. પછી મુબારક, મહમદ ને અલાઉદ્દીન એ અનુક્રમે નામના બાદશાહ થયા, ને પ્રાંતો સ્વતંત્ર થયાઃ છેલ્લા બાદશાહ અલાઉદીનના વખતમાં દીલ્લીથી થોડા મૈલ સુધીમાં હદ આવી રહી હતી, તેથી તે ૧૪૫૦ માં બહિલોલ લોદીને રાજ સોંપી દિલ્લીની ઉત્તરે બુદાયુનમાં રહેવા ગયો.

## લોદીવંશ ૧૪૫૦—૧૫૨૬.

મૂળ પુરૂષ બહીલોલ લોદી થયો. જુનાનપુરના રાજા સાથે ૨૬ વર્ષ સુધી લડાઇ કરીને છેવટે તાબે કર્યો. તે ૧૪૮૮ માં મરણ પામ્યો, તેની પછી સિકંદર ધર્માંધ બેઠો. તેણે હિંદુ ધર્મને ઘણું નુકશાન કર્યું. તેના વખતમાં આગ્રામાં ગાદી થઇ, ફીરંગી આવ્યા, ને નાનકપંથ નીકળ્યો. તે ઇ० स० ૧૫૧૭ માં મરણ પામ્યો. પછી ઈબ્રાહીમ લોદી બેઠો. એના વખતમાં તૈમુરવંશનો બાબર આવ્યો. ને પાણીપતના મેદાનમાં ૧૫૨૬ માં જબરી લડાઇ થઇ, તેમાં બાદશાહ માર્યો ગયો ને બાબરે લોદીવંશની આખર આણી, આગ્રામાં ગાદી કરી. ૧૫૨૬.

## દક્ષિણનાં હિંદુ તથા મુસલમાની રાજ્યોની હકીકત.

મુગલવંશ શરૂ થયો. તે વખતે દક્ષિણનાં રાજ્યોની કેવી હાલત હતી તે જાણવું જોઈએ, એમાં નીચે લખેલાં ત્રણ રાજ્ય દ્રવીડ દેશમાં હતાં.—

દક્ષિણના હિંદુ રાજ્ય. ૧ ચેરા રાજ્ય—એ રાજ્ય મહિસુરની પશ્ચિમ તરફ હતું. તેની ગાદી ઈ૦ સ૦ ૨૮૮ થી ૯૦૦ સુધી તાલકદ નામે નગરમાં હતી. તેમાં તામીલ ભાષા બોલાતી, એ રાજ્યની ગાદીએ લગભગ ૫૦ રાજા થયા છે.

૨ ચોલારાજ્ય—એ રાજ્ય કર્ણાટકમાં હતું. તેની રાજધાની તાંજોરમાં હતી. તેમાં તામીલ ભાષા બોલાતી. એ રાજ્યની ગાદીએ ૬૬ રાજા થઇ ગયા છે.

૩ પાંડ્ય રાજ્ય—એ સૌથી મોટું રાજ્ય હતું. તેની રાજધાની મધુરામાં હતી, ને તેની શરૂઆત ઈ૦ સ૦ ૪ થા સૈકામાં થયેલી જણાય છે. તેમાંના ૧૧૬ મા રાજાને ૧૩૦૪ માં મલેક કાફુરે માર્યો, પણ પાછળથી તે સ્વતંત્ર થયું, ને ૧૮ મા સૈકા સુધી તે રાજ્ય ચાલ્યું. મધુરાની ગાદીએ જેટલા રાજા થયા તેટલા યુરોપના કોઇ રાજની ગાદીએ થયા નથી.

૪ વિજયનગરનું હિંદુ રાજ્ય—એ રાજ્યથી દક્ષિણનો ઇતિહાસ કંઈ માલમ પડે છે. તે ૧૧૧૮ થી ૧૫૬૫ સુધી ટક્યું. મદ્રાસ ઇલાકાના બેલારી જીલ્લામાં એ શેહેરનાં પ્રાચીન ખંડેર છે. દક્ષિણના મુસલમાની રાજ્ય વચ્ચે તેની આબરૂ ઘણી હતી, પાછળથી તાલીકટના સંગ્રામમાં ૧૫૬૫ માં સંપીલાં મુસલમાની રાજ્યોએ (રામરાજાની) તેની આખર આણી પણ તેના કેટલાક જાગીરદારો સ્વતંત્ર પણે અમલ કરી શકયા. મદ્રાસ ઈલાકાના પોલેગાર અને મહિસુરના રાજા એ વંશના છે. એ રાજાનો ભાઇ મદ્રાસની પાસે ચં-

દ્રગીરીમાં ગયો, ને ત્યાં તેણે રાજ્ય સ્થાપ્યું. તેના વંશજોએ ૧૬૩૯ માં અંગ્રેજોને મદ્રાસ વસાવવાની જગ્યા આપી હતી. અનગુંડીનો રાજા એ શહેરના ખંડેરની પાસે હાલ રાજ્ય કરેછે, તે એ વંશનો છે.

## બ્રાહ્મણી વંશ.

**દક્ષિણનાં મુસલમાની રાજ્ય**—અલાઉદીને દક્ષિણનો દેશ ૧૩૦૩ માં જીત્યો ત્યારથી દક્ષિણમાં મુસલમાની રાજ્ય થયાં. મહમદ તઘલખની પડતી વખતે જાફરખાં નામે પઠાણ સરદાર સ્વતંત્ર થયો તે પ્રથમ દિલ્લીમાં કાંગો નામે બ્રાહ્મણને ત્યાં ગુલામ હતો ને તે બ્રાહ્મણે તેના ઉપર ઘણી પ્રીતિ રાખી હતી, તેથી તેનું નામ રાખવાને માટે પોતાના વંશનું નામ તેણે બ્રાહ્મણીવંશ પાડયું. એની શરૂઆત ૧૩૪૭ થી થઇ. તે લગભગ ૧૭૮ વર્ષ સુધી ચાલ્યો તેની રાજધાની ગુલબર્ગ, વરંગુળ ને બેદરમાં હતી. પૂર્ણ કળાએ તેની સત્તા ઘણા પ્રદેશપર હતી, ને તેને વિજયનગર તથા વરંગુળનાં હિંદુ રાજ્યની મદદ હતી. માંહોમાંહેના કુસંપથી એ રાજ્યની પડતી થઈ. તેની ઇ૦ સ૦ ૧૫૨૫ માં આખર આવી.

**પાંચ ભાગ**—બ્રાહ્મણીવંશમાં કુસંપ થવાથી તેના પાંચ ફાંટા પડયા.

(૧) **અદીલશાહી**—૧૪૮૯ માં અદીલશાહે વિજાપુરમાં રાજ્ય સ્થાપ્યું તેની ૧૬૬૮ માં ઔરંગજેબે આખર આણી. (૨) કુતુબશાહી—ઇ૦ સ૦ ૧૫૧૨ માં જુદું પડયું, તેની રાજધાની ગોવળકાંડામાં હતી. તે ૧૬૮૮ માં ઔરંગજેબે તોડયું. (૩) નિઝામશાહી એ ૧૪૯૦ માં વસ્યું. તેની ગાદી અહમદનગરમાં હતી. તેમાં મલીકંબર કરીને પ્રખ્યાત વજીર થયો જેણે દક્ષિણમાં જમાબંધીની

રીત બાંધી હતી. તે ૧૬૩૬ માં શાહજહાંએ જીત્યું. (૪) ઇમાદશાહી એની રાજધાની ઇલિચપુર હતી તે ૧૪૮૪ માં વસ્યું, ને ૧૫૭૨ માં નિઝામશાહી રાજ્યે જીતી લીધું (૫) બરીદશાહી-૧૪૯૮ માં વસ્યું. તેની બેદરમાં ગાદી હતી. તે ૧૬૫૭ માં ઔરંગજેબે લીધું.

## ઉત્તરનાં સ્વતંત્ર રાજ્ય.

(૧) બંગાળા-એ ૧૩૪૦ માં દિલ્હીથી સ્વતંત્ર થયું. તે ફકરૂદ્દીને સ્થાપ્યું ને ૧૫૩૮ સુધી ચાલ્યું. પછી ૧૫૭૬ માં અકબરે ખાલસા કર્યું. (૨) ગુજરાત એ ૧૪૦૩ થી સ્વતંત્ર થયું તે જાફરખાંને સ્થાપ્યું. બીજા બાદશાહ અહમદે અમદાવાદ વસાવી ત્યાં ૧૪૧૨ માં ગાદી કરી. છઠ્ઠા મહમદ બેગડાએ જુનાગઢ ને પાવાગઢ જીત્યાં. તે ૧૫૭૩ માં ત્રીજા મુજફ્ફર પાસેથી અકબરે જીતી લીધું.

(૩) માળવા-એ દીલાવર ગોરીએ ૧૪૦૧ માં તાબે કર્યું, ને ગુજરાતના બાહાદુરશાહે ૧૫૩૧ માં જીત્યું.

(૪) જવાનપુર—ત્યાંનો સુબો ક્વાજહાન ૧૩૯૩ માં સ્વતંત્ર થયો. તે ૧૪૭૮ માં બહીલોલ લોદીએ જીત્યું.

(૫) **રજપુત રાજ્યો**—એ ફીરોજદીનખાનના અમલ પછી સ્વતંત્ર થયાં ને મુગલાઇ રાજ્ય સુધી સ્વતંત્ર રહ્યાં. એની રાજધાની ચિતોડ હતી. તે સૌથી શ્રેષ્ટ છે. કુંભારાણાએ ૧૪૪૦ માં માળવાના સુલતાનને કેદ કર્યો હતો. એમાં જોધપુર, જયપુર, બુંદી વગેરે ઘણું રાજનો જથો હતો.

## મુગલ વંશ.

બાબર—૧૫૨૬—૧૫૩૦-(૧) એ તૈમૂરના વંશનો છઠો પુરૂષ હતો. ૧૪૯૪ માં બાર વર્ષની ઉંમરે ગાદીએ બેઠો, ને ૧૪૯૭ માં ફાદાને હરાવી સમરકંદ લીધું. એવામાં ઉઝબેક લોકોએ બળ-

સી કરી તેને પોતાના દેશમાંથી કાઢી મૂકયો, તેથી તે કાબુલ ગયો ને તે રાજ્ય ૧૫૦૪માં લીધું. પોતાના દેશમાં વારે વારે બંડ થવાથી તે કંટાળી ગયો, ને હિંદુસ્તાન જીતવાની તૈયારી કરી. એવામાં દોલતખાં લોદીના તેડવાથી તે હીંદમાં આવ્યો ને ૧૫૨૬ માં પાણીપતના મેદાનમાં ઇબ્રાહીમલોદીને હરાવી પોતે ગાદીએ બેઠો. તેણે દિલ્લી લીધું. તે વેળા બહાર, બંગાળા, મેવાડ, ગુજરાત, દક્ષિણ વગેરેમાં સ્વતંત્ર રાજ્યો હતાં. તેમાં મેવાડનો રજપુત રાજા સંગ ઘણા રાજાને મદદે લેઈ સામો થયો. એમની લડાઇ ૧૫૨૭ માં શિક્રી આગળ થઈ. તેમાં બાબર ઘણી મુશ્કેલીથી જીત્યો, ને દારૂ પીવાની બાધા લીધી. ૧૫૨૮ માં ચંદેરી લીધું. તથા અયોધ્યા, બંગાળા ને બહાર જીતી લીધાં. તે ૧૫૩૦ માં આગ્રામાં ૪૮ વર્ષની વયે મરણ પામ્યો. તેનું રાજ્ય મધ્ય એશિઆમાં આમુનદીથી બંગાળા સુધી હતું. તે લડાઇમાં શૂરો, સંકટમાં ધીરજવાન, તથા આનંદી સ્વાભાવનો હતો. રૈયત તથા સગાંપર પ્રેમ રાખતો. તે ફુલનો શોખી હતો. એણે કાબુલ તથા હિંદુસ્તાનમાં મળી ૩૬ વર્ષ રાજ્ય કર્યું.

## હુમાયુ ૧૫૩૦—૧૫૫૬.

(૧) બાબરને ૪ દીકરા હતા, હુમાયું, કામરાન, હિંદાલ ને મીરજાઅસ્કરી. તેમાં હુમાયું ગાદીએ બેઠો. ૧૫૩૦ તેણે કામરાનને કાબુલ તથા કંદહાર; હિંદાલને સંબલપ્રાંત; મીરજાઅસ્કરીને મેવાતનો મુલક ને બાકીનું રાજ્ય પોતે લીધું. મધ્ય એશિઆમાંથી આવતી મદદ તેને બંધ પડી. ગુજરાતના બહાદૂરશાહને ૧૫૩૫ માં મંદેસર આગળ હરાવીને ચાંપાનેર લીધું. એવામાં શીરશાહ નામે અફઘાન સરદારે બંગાળા તથા બહાર જીતી લેઇ બળવો કર્યો ને તેની સાથે હુમાયુંએ ૧૫૩૯ માં બકસર આગળ તથા ૧૫૪૦ માં કનોજ

આગળ લડાઈ કરી. તેમાં પોતે હાર્યો, ને પોતાના કુટુંબ સાથે સિંધમાં ગયો. અમરકોટમાં તેની રાણી હમીદાએ અકબરનો જન્મ આપ્યો. ૧૫૪૨. ત્યાંથી કાબુલમાં પોતાના ભાઇ પાસે પોતાનું કુટુંબ મૂકી ઈરાન ગયો. ત્યાંના રાજા તમરપે શિહા પંથ પાળવાની સરતે તેને મદદ આપી. તે લઈ હિંદુસ્તાનમાં આવ્યો. શીરશાહ ૧૫૪૫ માં કલિંજર જીતતાં મરણ પામ્યો, ને તેનો પુત્ર સલીમશાહ બેઠો. પણ તેમાં દમ ન હોવાથી, ૧૫૫૩ માં તેનો ભાઈ આદિલશાહ બેઠો. તેના વખતમાં માળવા, બંગાળા, પંજાબ વગેરેના સૂબા સ્વતંત્ર થયા, ને રાજ્યમાં ગડબડ થઇ. એ વેળા ૧૫૫૬ માં પાણીપતના મેદાનમાં બેહેરામની મદદથી અકબરે અફઘાન ફોજને હરાવીને મુગલાઈ સત્તા ફરી સ્થાપી. હુમાયું ઇ૦ સ૦ ૧૫૫૬ માં આરસપહાણની નિસરણી ઉપરથી ઉતરતાં મરણ પામ્યો.

**અકબર**—૧૫૫૬—૧૬૦૫ એ ૧૫૫૬ માં ૧૪ વર્ષની ઉમરે ગાદીએ બેઠો. ઇગ્લાંડમાં ઇલિઝાબેથ અને એ બંને જોડે રાજ્ય કરતાં હતાં. અકબરના વખતમાં બધો કારભાર તેનો વજીર બેહેરામ ચલાવતો તેને ખાનબાબા કહેતા. પણ તેનામાં અહંકાર, તથા ઘાતકીપણું એ બે દુર્ગુણ હોવાથી અકબરને તેની જોડે બન્યુ નહીં, ને ૧૫૬૦ માં પોતાનો હુકમ માનવાની દુવાઇ ફેરવી. પછી બેહેરામે બળવો કર્યો પણ અકબરે માફી આપી પેનસન બાંધી આપ્યું. થોડી મુદ્દતે તે મક્કે જવા નીકળ્યો, ને રસ્તામાં કોઈ પઠાણ દુશ્મને તેને મારી નાંખ્યો.

(૧) હવે અકબરે રાજની લગામ પોતાના હાથમાં લઇ, મુખ્ય ત્રણ બાબતમાં દીલ લગાડયું. ૧ પોતાના સરદારો ઉપર સત્તા બેસાડવામાં. ૨ હિંદુ રજવાડા તથા સ્વતંત્ર થઈ ગએલા સૂબાઓને

વશ કરવામાં. ૩ જીતેલા મુલકનો બંદોબસ્ત કરવામાં. એમાંનું પહેલું કામ અગિયાર વરસ સુધીમાં પાર પાડ્યું. પછી રજપૂતો સાથે લગ્ન વગેરેના સંબંધથી મિત્રાચારી બાંધી. જયપુરના રાજાની દીકરી વેરે પોતે પરણ્યો, ને જોધપૂરના રાજાની કુંવરી વેરે પોતાના પુત્ર જહાંગીરને પરણાવ્યો. પણ ચિતોડનો રાજા વશ થયો નહીં, તેથી તેનાપર ચડાઈ કરી. રાણો ઉદયસિંહ અરવલીમાં નાઠો ને તેના બહાદુર સરદાર જયમલે બહાદુરીથી લડાઈ કરી પણ તે હાર્યો, ને અકબરે ચિતોડ લીધું ૧૫૬૮—એ ઉદેસિંહે ઉદેપુર વસાવ્યું તેની પછી તેનો પુત્ર પ્રતાપસિંહ બેઠો, તેણે ૧૫૭૬ માં પ્રખ્યાત હલદીઘાટની લડાઇ કરી પણ નમ્યો નહીં. એના વંશજો હાલ ઉદેપુરમાં રાજ્ય કરે છે, ને મુસલમાનોને કન્યા ન આપી તેનું અભિમાન ધરાવે છે.

(૨) એ પ્રમાણે ઘણાં ખરાં હિંદુ રાજ્યો મેળવી લીધા પછી, તેણે હિંદુ રૈયતને માટે પણ લાભ કર્યા. જયપૂરના રાજાના કુંવરને પંજાબનો સૂબો બનાવ્યો તેમ તેના સંબંધી રાજા માનસિંહને પણ મોટી જગ્યા આપી. વસુલાત ખાતામાં ટોડરમલ કરીને હિંદુ રાખ્યો. ફોજમાં ઘણા ખરા હિંદુ રાખ્યા, ને જજીઆવેરો માફ કરી હિંદુઓને રાજી કર્યા.

(૩) સ્વતંત્ર મુસલમાની રાજ્યો લીધાં તે—હવે તેણે સ્વતંત્ર થઈ ગયેલા સૂબાઓને વશ કરવાની તૈયારી કરી.

૧ **ગુજરાત**—ત્યાંના રાજા ત્રીજા મુજફ્ફરને હરાવી ૧૫૭૩ માં લીધું. મીરઝાં લોકને કહાડી મુકયા, ને છેવટે ૧૫૯૩ માં સંપૂર્ણ જીત્યું.

૨ **બંગાળા**—ત્યાં શીરશાહના વંશનો દાઉદ નામે સરદાર

હતો. તેને ૧૫૭૬ માં ટોડરમલે હરાવ્યો. કેટલાંક બંડ થયા પછી, છેવટે ૧૫૯૨માં તાબે થયો.

૩ **ઓઢીઆ**—ટોડરમલે ૧૫૭૪ માં લીધો, ને છેવટે માનસિંહે ૧૫૯૨ માં તાબે કર્યો.

૪ **કાબુલ**—અકબરનો ભાઈ હકીમ મરણ પામવાથી ૧૫૮૫ માં તે તાબે કર્યો.

૫ **કાશ્મીર**—ત્યાંનું મુસલમાની રાજ્ય ૧૫૮૬ માં જીત્યું, ને છેવટે ૧૫૯૨ માં તાબે થયું.

૬ **માળવા**—૧૫૭૨ માં લીધો.

૭ **સિંધ** ત્યાંના હિંદુ રાજા પાસેથી ૧૫૯૨ માં લીધું.

૮ **કંદહાર**—તે ઇરાની શાહને તાબે હતું, પણ તેમનામાં કજીઓ ચાલતો તેવામાં ૧૫૯૨ માં કબજામાં લીધું.

એ પ્રમાણે મુલક જીતી ૧૫૬૬ માં આગ્રામાં ગઢ બંધાવી ત્યાં રાજધાની કરી.

**દક્ષિણપર સ્વારી**—ઉત્તરમાં જીત કર્યા પછી દક્ષિણ દેશ જીતવા પર તેનું ચિત્ત દોડયું, પણ તે બરાબર પાર પડયું નહીં ૧૫૮૬. અહમદનગરના રાજમાં ચાર જણ ગાદીનો દાવો કરતા હતા. તેમાં એકનો પક્ષ અકબરે પકડયો, ને પોતાના દીકરા મુબારકને સામા પક્ષ જોડે લડવા મોકલ્યો. તેમાં ચાંદબીબી કરીને બહાદુર સ્ત્રી સામે થઈ, ને વરાડ પ્રાંત આપી સલાહ કરી. ૧૫૯૬. આગળ જતાં ફરી તકરાર ઉઠી તેથી અકબર પંડે ગયો. તેમાં ચાંદબીબીને અહમદનગરના લશ્કરે દગાથી મારી નાખી ૧૫૯૯, ને અહમદનગર તાબે થયું. પણ ૧૬૩૭ માં શાહજહાંના અમલ સુધી બરાબર જીતાયું નહોતું. તેણે પાછા જતાં ખાનદેશ જીત્યું.

**યુસફ્‌જી લોક**—વાયવ્ય તરફ એ નવા પંથવાળાએ તોફાન મચાવ્યું. તેમની સામે ટોડરમલ્લ ને માનસિંહ ગયા. તેમણે ૧૬૦૭ માં તેમના સરદાર જલાલને માર્યો.

**અકબરનું મરણ**—તેને ત્રણ પુત્ર હતા. ૧ સલીમ ૨ દાનીઆલ ૩ મુરાદ તેમાં છેલા બે મરણ પામ્યા હતા ને સલીમ જીવતો હતો, પણ તે દારૂડીઓ હોવાથી અકબરને ઘણી ફિકર રાખવી પડતી. તે ૧૬૦૫ માં મરણ પામ્યો. આગ્રામાં સિંકદ્રાના રોજામાં તેનું શબ દાટ્યું છે. કલકત્તા સરકારે ૧૮૭૩ માં તેના પર ચાદર ઓઢાડી હતી.

**તેનો ધર્મ**—અકબરે હિંદુ ધર્મને ઉત્તેજન આપ્યું તેથી કેટલાક મુસલમાન ગુસ્સે થયા. તે બ્રાહ્મણ, પારસી, મુસલમાન, ખ્રીસ્તી વગેરે ધર્મવાળાની શુક્રવારે સભા ભરી, ધર્મ ચર્ચા કરતો, તે વિષે અકબરનામામાં વર્ણન છે. તેણે હરકોઈ ધર્મ માનવાની બધાને છૂટ આપી હતી. તે દરરોજ સૂર્ય પૂજા ઉઘાડી રીતે કરતો. તેને બીજા લોકો પગેલાગી માન આપતા, પણ તેને એક ઈશ્વર પર નીષ્ટા હતી.

**રાજય રચના**—તેણે રાજયના પંદર પ્રાંત પાડી, તે દરેકપર એકેક સૂબો નીમ્યો હતો અને તેમને દીવાની તથા લશ્કરી પુર્ણ સત્તા સોંપી હતી. તેણે મુખ્ય ત્રણ ખાતાં પાડ્યાં હતાં. લશ્કરી ન્યાય, ને વસુલાત. સેનાપતિઓને જાગીર આપાની તેને બદલે પગાર આપવાનો ધારો કર્યો. મુખ્ય ન્યાયાધિશ દિલ્લીમાં હતો ને તેની પેટા કોર્ટમાં કાજી રાખ્યા હતા, તે માજીસ્ટ્રેટનો અખત્યાર ભોગવતા. દરેક ગામમાં ચોકીદાર વંશ પરંપરા રહેતો, પણ પોલીસમાં કેટલોક જુલમ થતો.

**જમાબંધીની રીત**—તેણે હિંદની જમાબંધીનો મૂળ પાયો નાંખ્યો. (૧) એક સરખા માપથી બધી જમીન મપાવી (૨) દર વરશે કેટલો પાક થાય છે, તે મુકરર કરી, તેનો ત્રીજો ભાગ સરકારે લેવાનું ઠરાવ્યું. (૩) દાણાને બદલે નાણું લેવાનો પાછળથી ધારો કર્યો. હાલની ઉત્તર હીંદની ઇંગ્રેજને જેટલી પેદાશ છે, તેથી અકબરને વધુ હતી. પાછળથી દશ વરશે જમીનની તપાસ થતી. કાબુલ તથા ખાનદેશ સુધાં તેના રાજ્યના પંદર પ્રાંત હતા, તેનો જમીન વેરો લગભગ ૧૭ા કરોડ આવતો. કુલ ઉપજ ૪૨ કરોડ હતી.

**પ્રધાન**—(૧) ટોડરમલ એ હિંદુ સરદારે જમાબંધી બાંધી. (૨) અબુલફજલ એ વસુલાત ખાતાનો ઉપરી હતો. તેણે "આઇનઅકબરી" નામે અકબરના કાયદાનું પુસ્તક બનાવ્યું હતું. તેને ૧૬૦૩ માં સલીમે મરાવ્યો (૩) માનસિંહ—એ મોટો લશ્કરી સુબેદાર હતો. એણે પંજાબ, ઓઢિઆ વગેરે જીતવામાં બહાદુરી કરી હતી (૪) ભગવાનસિંહ-એ પંજાબનો સુબેદાર હતો. (૫) બીરબલ—એ સરદાર કવિ હતો. એ સિવાય મીરજાખાં, જૈનખાં વગેરે પ્રખ્યાત સરદાર હતા.

**અકબરના સુધારા**—(૧) સતી થવાનો ચાલ બંધ કર્યો (૨) પુનરલગ્ન કરવાની છુટ આપી. (૩) બાળલગ્ન અટકાવ્યાં. (૪) જજિઆવેરો માફ કર્યો. (૫) હિંદુઓને મોટી જગાઓ આપી (૬) વિદ્વાનોને આશરો આપ્યો. (૭) જમાબંધીની રીત બંધાવી, ખેડુતને સુખી કર્યા (૮) રૈયતને ફાવતો ધરમ પાળવા દીધો વગેરે.

---

## પ્રકરણ ૧૦ મું

**જહાંગીર—૧૬૦૫—૧૬૨૭** અકબરની પછી તેનો પુત્ર સ-

લીમ જહાંગીર (દુનિઆ જીતનાર) નામ ધારણ કરી ગાદીએ બેઠો. એના વખતમાં ત્રણ મોટા બનાવ બન્યા. (૧) પોતાના દીકરા તથા સરદારોના બળવા, (૨) નૂરજહાં સાથે લગ્ન તથા તેની સત્તા વધારી તે. (૩) મોજમઝા ભોગવી તે. થોડા દિવસ પછી તેના પૂત્ર ખુરમે બંડ ઉઠાવ્યું, પણ તે હાર્યો.

**નૂરજહાં**—જહાંગીરના રાજમાં નૂરજહાં (દુનિઆનું તેજ) ની સત્તા ઘણી હતી. તે પ્રથમ કોઇ કુળવાન ઇરાનીની દીકરી હતી, પણ તેના બાપે દુઃખને લીધે તેને રખડતી મુકી હતી. પછી એક વેપારીએ ઉછેરી મોટી કરી, તે વેપારી દિલ્લીમાં આવીને રહ્યો, ત્યારે નૂરજહાં અકબરના જનાનામાં જતી તે વખતથી જહાંગીર તેનાપર મોહિત થયો હતો, પણ અકબરે તેણીને, શેરઅફગાન નામે પોતાના ઇરાની સરદાર સાથે પરણાવી હતી. અકબરના મરણ પછી તેના ધણીને મારી જહાંગીરે તેની સાથે લગ્ન કીધું, અને તેના બાપને તથા ભાઇ અશોફખાંને મોટી જગાઓ આપી. ૧૬૧૧

૨ **દક્ષિણ પર સ્વારી**—અકબરે અહમદનગરનું રાજ તાબે કર્યું, પણ પાછળથી ત્યાંનો વજીર મલીકંબર ૧૬૧૦ માં સ્વતંત્ર થયો. તેને વશ કરવાને બાદશાહે ૧૬૧૨ માં ફોજ મોકલી, પણ કાંઈ વળ્યું નહીં એવામાં તેના કુંવર ખુરમે. ૧૬૧૪ માં ઉદેપુરના રાણા અમરસિંહને હરાવ્યો. તેથી તેને શાહનો ખેતાબ આપ્યો.

૩ **શાહજહાંનું બંડ**—શાહજહાંને ગાદી મળે તેમાં નુરજહાં રાજી નહોતી. કેમકે તેની મરજી પોતાના જમાઇ (શાહજહાંનાભાઇ) શહરીયારને આપવાની હતી, તેથી તે શાહજહાંની ખોદણી કરતી હતી. આ વખતે શાહજહાંએ બંડ ઉઠાવ્યું, ને પોતે દક્ષિણના વજીર મલિકંબર સાથે મળી ગયો. તેને પકડવાને સરદાર મોહોબતખાં તથ

થા શાહજાદા પરવીઝને મોકલ્યા. પછી શાહજહાં એ તાબે થઈ માફ માગી.

**૪ મહોબતખાંનું બંડ**—જહાંગીરના રાજ્યમાં એ સરદારની સત્તા ઘણી હતી. તેથી તેના ઉપર પણ નૂરજહાં અદેખાઇ કરતી. થોડા દહાડા પછી તેનીપર શિક્ષક ખાઇ જવાનું તહોમત મુકી, હજુરમાં બોલાવરાવ્યો. પણ મહોબતખાંએ સૈન્ય સાથે આવી, બાદશાહ તથા બેગમને કેદ કર્યાં. ૧૬૨૬. પાછળથી તેઓ કપટથી નાશી છુટયાં. ત્યાર પછી જહાંગીર કાશ્મીરમાં ગયો, ને ત્યાં ૧૬૨૭ માં મરણ પામ્યો.

**(૫) રાજ્યની હકીકત**—આ બાદશાહના વખતમાં ઇંગ્લાંડના રાજા તરફથી સર ટામસરો નામે વકીલ, આગ્રે આવ્યો હતો ૧૬૧૫ તેણે લખ્યું છે કે—"જહાંગીર અતિશય નીશો કરતો, દક્ષિણની હાલત ખરાબ હતી. ઈજારદારો રૈયતપર જુલમ કરતા, દરબારનો ઠાઠ સારો હતો, બાદશાહ રત્નજડીત આસનપર બેસતો, બાદશાહ બતડો પણ બુદ્ધિવાન હતો; કેટલીક ગોઠવણ સારી હતી;" એ પ્રમાણે લખેલું છે. જહાંગીર પોતાના બાપનો ધરમ પાળતો ને ઇનસાફ આપવામાં હોંશિયાર હતો. પોતાના મહેલમાં ઘંટ ટાંગી તેની દોરી મહેલ નીચે રાખતો. તેથી લોકો બારોબાર દાદ કરી શકતા. તેના રાજની પેદાશ ૫૦ કરોડ રૂ. ની હતી. એના વખતમાં તમાકુ, બટાટા ને મકાઈ હિંદમાં દાખલ થયાં, તેને ૪ પુત્રહતા. ખુશરૂ, ખુરમ (શાહજહાં) શહરીયાર ને પરવીઝ-તેમાં પહેલો તથા છેલ્લો મરણ પામ્યા હતા.

**શાહજહાં**—૧૬૨૭-૧૬૫૮-( ૧ ) જહાંગીરના મરણ પછી શાહજહાંએ દક્ષિણમાંથી આવી અશોફખાં તથા મહોબતખાંની મ-

દહથી ગાદી લીધી, ૧૬૨૮. નુરજહાંને પગાર બાંધી આપી જુદી રાખી. તેમ શહરીયાર વગેરે સામાવાળીઆને મારી નાંખ્યા, ને ગાજંવાના સુબા ખાંજહાંલોદીએ બંડ કર્યું. તે ૧૬૨૯ માં સમાવ્યું. પછી ૧૬૨૭ માં બલ્ક તથા કંદહાર જીત્યાં, પણ ઇરાનીઓએ ૧૬૫૩ માં કંદહાર પાછું લીધું હતું. દક્ષિણનાં પાંચ રાજ્યોમાંનું અહમદનગર ૧૬૩૭ માં જીત્યું, ને તેની સાથે ઇલિચપુર પણ મળ્યું. ૧૬૫૭ માં બેદર લીધું, ને તેજ સાલમાં ઔરંગજેબે વીજાપુર તથા ગોવળકોંડાનાં રાજ્યને ખંડણી આપવાની જરૂર પાડી. એ વખતે દક્ષિણમાં મરેઠા જોરપર આવ્યા હતા. તેમના સરદાર શાહજીએ ૧૬૩૭ માં અહમદનગરની વજીરાત લીધી, પણ તેનું કાંઇ ચાલ્યું નહીં, તેથી તેણે બાદશાહ સાથે સલાહ કરી.

**ઔરંગજેબનું બંડ**—શાહજહાંને ચાર દીકરા હતા. દારા, સુજા, ઔરંગજેબ, મુરાદ, એ ચારને મોટી જગાઓ આપી હતી. દારા પોતાની પાસે, સુજા બંગાળામાં, મુરાદ ગુજરાતમાં, ને ઔરંગજેબ દક્ષિણમાં સૂબેદાર હતો. તે બધામાં ઔરંગજેબ કપટી, બહાદુર, ને ચતુર હતો. ઇ૦ સ૦ ૧૬૫૭ માં શાહજહાં માંદો પડ્યો ત્યારે દારા તથા સુજા, બાદશાહ કહેવડાવવા લાગ્યા. ને બંને લડ્યા તેમાં સુજા હાર્યો. એવામાં બાદશાહ સાજો થયો. પણ તેના દીકરાના ટંટા મટ્યા નહીં. ઔરંગજેબે કપટથી મુરાદને પોતાના પક્ષમાં લીધો. ને મોટા ભાઈ દારા સાથે ૧૬૫૭ માં ઉજ્જન તથા આગ્રા આગળ લડાઇ કરી હરાવ્યો. પછી પોતાના બાપે ગાદી આપવાની ના પાડી, તેથી તેને ૧૬૫૭માં કેદ કર્યો, ને પાછળથી મુરાદને પણ કેદ કરી, પોતે ૧૬૫૮ માં ગાદીએ બેઠો. શાહજહાં આગ્રાના કિલ્લામાં કેદી અવસ્થામાં ૧૬૬૬ માં મરણ પામ્યો.

**શાહજહાંના રાજ્યની હકીકત**—તેણે પોતાનો ઘણો વખત ઉત્તર હિંદમાં ભભકાબંધ ઇમારતો બાંધી, વૈભવ ભોગવવામાં ગાળ્યો. આગ્રામાં પોતાની બેગમની કબરપર તાજમહેલ નામે સુંદર આરસ પહાણનો રોજો બંધાવ્યો છે, તે આખી દુનિઆમાં વખણાય છે.

એ સિવાય આગ્રામાં મોતીમસ્જીદ તથા દિલ્લીમાં જુમા મસ્જીદ, **રાજ્યમહેલ** અને ખાનગી મુલાકાતનો મહેલ. એ ઈમારતો ઘણી સુંદર છે ઇમારતી કામમાં સરદાર અલીમર્દીખાંને સારી મદદ કરી હતી.

શાહજહાંના વખતમાં દેશ આબાદ હતો, રૈયત સુખી હતી, અને દરબારનો ઠાઠ સારો હતો, તેણે રત્નજડીત મયુરાસન (મોરના આકારની ગાદી) સાડા છ કરોડ રૂપિઆ ખર્ચી બંધાવ્યું હતું, રાજ્યનું મહેસુલ ૨૨ કરોડ રૂ. આવતું.

## ઔરંગજેબ—૧૬૫૭ થી ૧૭૦૭ સુધી. ૪૯.

એ પોતાના બાપને કેદ કરી ૧૬૫૮ માં આલમગીર (જગત જીતનાર) નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેની કારકીર્દીનો વખત ત્રણ મોટી બાબતમાં ગયો. (૧) ઉત્તર હીંદના દરબારી ઠાઠમાઠમાં (૨) દક્ષિણનાં સ્વતંત્ર મુસલમાની રાજ્ય જીતવામાં. (૩) રજપુત તથા મરેઠાનું બળ અટકાવવા, ને ચડાઈ કરવામાં.

તેણે ગાદીએ બેશી ૧૬૫૯ માં દારાને મરાવી નાંખ્યો, ને સુજાને લડાઇ કરી, હિંદમાંથી નસાડયો. તે આરાકાનમાં ૧૬૬૦ માં મુઓ. બાકીના મુરાદનો બંધીખાનામાં ઘાત કરાવ્યો. ૧૬૬૧ માં દારાના કુંવર સુલેમાનને ગ્વાલિયરમાં મરાવી નાંખ્યો. એમ પોતાના કુટુંબનો નાશ કરી, નિરાંતે ગાદી ઉપર બેઠો.

**દક્ષિણ ઉપર ચડાઇ**—પોતાના બાપના વખતમાં તેણે દક્ષિ-

ણ ઉપર ચડાઇ કરી હતી; ને દક્ષિણમાં સ્વતંત્ર પાંચ રાજમાંથી, વિજાપુર ને ગોવળકોંડા એ માત્ર અજીત રહ્યાં હતાં, તેમનાપર ( ૧૬૫૮-૧૬૮૩ ) પચીસ વર્ષ સુધી લડાઇ ચલાવી, પણ બરાબર જીત થઈ નહીં. એવામાં દક્ષિણમાં મરેઠી વંશ પ્રબળ થવાથી, તેમની સામે પણ થવું પડયું. ૧૬૭૦માં મહાડી સરદાર શિવાજીએ દક્ષિણ હીંદના મુગલાઇ પ્રાંતમાં ચોથ લીધી ને તે ૧૬૭૪માં રાયગઢમાં ગાદીએ બેઠો. બાદશાહના પુત્ર અકબરે તેની સાથે મળી તેનુ માન વધાર્યું. પછી દક્ષિણપર સ્વારી કરવાને ફરી બળવાન ફોજ તૈયાર કરી. ૧૬૮૩. ને આખરે ગોવળકોંડા તથા વિજાપુર ૧૬૮૮ માં તાબે થયાં.

૩ **મરાઠા—૧૬૮૮—૧૭૦૭**—એ વર્ષમાં તેણે મરાઠા સાથે વિગ્રહ ચલાવ્યો. શિવાજી ૧૬૭૪ માં ગાદીએ બેઠો હતો. તેણે ઔરંગજેબને ઘણી હરકત કરી. તે ૧૬૮૦ માં મરણ પામ્યો. પછી તેનો પુત્ર સંભાજી બેઠો. તે કલુશા નામે બ્રાહ્મણની સોબતમાં પડી ખરાબ થયો, ને ૧૬૮૯ માં પકડાઇ માર્યો ગયો. બાદશાહે તેનાંબૈરાં છોકરાંને કેદ પકડાવ્યાં. પછી થોડી વારે ઔરંગજેબે કેટલોક મુલ્ક લીધો, ને શાંતી થઇ એમ લાગ્યું, પણ મરેઠા જંપ્યા નહીં તેમણે રાજારામને ગાદીએ બેસાડયો ને લડાઈ ચલાવી. તેને જીંજીના કિલ્લામાં રાખ્યો હતો, તેથી તે કિલ્લાપર ઔરંગજેબે હુમલો કર્યો, ને કેટલીક વારે તે તાબે કર્યો, પણ રાજારામ ન પકડાયો. ઔરંગજેબે ત્યાર પછી જબરી ફોજ તૈયાર કરી પણ તે લોક તાબે થયા નહીં. તેમણે માળવા, ગુજરાત વગેરેમાં લૂટફાટ કરવા માંડી, તેથી બાદશાહ દક્ષિણમાં હેરાન થયો, તેનું લસ્કર નબળું થઈ ગયું ને મરેઠા સાથે સલાહ કરવાનો ઠરાવ કર્યો. પણ મરાઠાઓના અહંકારથી તે

પાર પડ્યો નહીં. આખરે તે અહમદનગરમાં ગયો, ને ત્યાં ૧૭૦૭ માં, ૮૯ વર્ષની ઉમરે મરણ પામ્યો. એ વખતે વેહેમને લીધે, એણે કોઈને પોતાની પાસે રહેવા દીધા નહોતા.

**૪ આસામપર સ્વારી**—ઔરંગઝેબના સરદાર મીર જુમ્લાએ ૧૬૬૨ માં આસામપર ચડાઈ કરી હતી, પણ ખરાબ પાણીવાળા ડુંગરી પ્રદેશમાં તેનું ફાવ્યું નહીં, ને પાછા આવતાં રસ્તામાં મરી ગયો.

**હિંદુઓ ઉપર સ્વારી**—રજપૂત રાજ્યો સાથે અકબર સ્નેહભાવથી વરત્યો પણ ઔરંગઝેબના ધર્માંધપણાથી તેઓ સામા ફિટ્યા. ઈ૦ સ૦ ૧૬૭૬ માં સતનરામી પંથના હિંદુ લોક સામા થયા, તેમને ઔરંગઝેબે હરાવ્યા ને ગુસ્સે થઇ તેણે હિંદુ ઉપર જજિઆવેરો નાંખ્યો; તથા તેમને નોકરી ન આપવાનો ઠરાવ કર્યો. આ વખતે રજપૂતોમાં ૩ મોટાં રાજ્ય હતાં. જોધપુર, જેપુર અને ઉદેપુર. તેમાંથી જેપુર તથા જોધપુરવાળાને દગાથી મારી નંખાવ્યા. પછી ઉદેપુર ઉપર ચડ્યો, પણ ત્યાંનો રાણો બહાદુર હતો. શાહજહાંના વખતના બહાદૂર સેનાપતિ જસવંતસિંહના મરણ પછી, તેનાં બે નાં છોકરાંને કેદ કરવાનો બાદશાહે ઠરાવ કર્યો, પણ ઉદેપુરના રાણા રાજસિંહે તેમને બચાવ્યાં. ઔરંગઝેબ આથી વધારે ગુસ્સે થયો, ને પોતાના દીકરા વગેરેને લઇ લડવા ગયો. ઘણી મુદત લડાઈ ચાલી, તેમાં રજપુતોના સરદાર દુર્ગાદાસે ઘણી બહાદુરી કરી, ને શાહજાદો અકબર, ૧૬૮૦ માં રજપૂતોને મળી ગયો. એથી ઔરંગઝેબ હીમત હારી ગયો. એ વખતમાં રજપૂતોએ, મુસલમાની ધર્મવાળાને ઘણું નુકશાન કર્યું. આખરે ઔરંગઝેબે રજપૂતો સાથે ૧૬૮૧ માં સલાહ કરી.

**રાજ્યની હકીકત**—તેનું રાજ્ય ઉત્તરે દિલ્લી તથા કાસ્મીર સુધી, દક્ષિણે કન્યાકુમારી સુધી પૂર્વમાં આસામ સુધી અને પશ્ચિમે સિંધ સુધીમાં હતું. જમીનનું મહેસુલ ૩૮ કરોડ આવતું, ને રાજ્યની કુલ ઉપજ રૂ. ૮૦ કરોડની આવતી.

**તેનાં લક્ષણ**—ધર્માંધ હોવાથી મુસલમાનોમાં અકબરથી વધારે પંકાયો પણ સામટી રીતે જુલમી ગણાયો. પોતે સારૂં ભણેલો ને રસિક પત્ર લખનાર હતો. કુરાનનાં વચન ઘણાં યાદ રાખતો, હિંદુઓ ઉપર જુલમ કરવાથી તેના રાજ્યનો જલદી ક્ષય થયો. શીખ, રજપૂત તથા મરેઠા પ્રબળ થયા. તેના મરણ પછી સરદારો ગાંઠ્યા નહીં, ને રાજ્યની પડતી આવી.

## મુગલાઇ રાજ્યની પડતી.

**બાહાદુરશાહ**—૧૭૦૭-૧૭૧૨-એને શાહઆમલ પહેલો પણ કહે છે. ઔરંગજેબને પાંચ દીકરા હતા, મોઆજીમ; આજમ, કામબક્ષ, મહમદ ને અકબર, તેમાં પહેલા ત્રણ જીવતા હતા. તેમણે ગાદીને માટે ઘણી તકરાર કરી. છેવટે બધાને મારી બાહાદુરશાહ નામ ધારણ કરી મોઆજીમ ગાદીએ બેઠો, તેના રાજ્યની સતા જુલફીકારખાંન વજીરને હાથ હતી. એના વખતમાં રજપુત, મરેઠા વગેરે સ્વતંત્રપણે વર્તવા લાગ્યા. ૧૭૧૦ માં શીખ લોકે બંડ કર્યું તે સમ્યું નહીં. ઈ૦ સ૦ ૧૭૧૨ માં તે મુઓ.

**જહાંદારશાહ**—૧૭૧૨—થી ૧૭૧૩—તેણે પોતાના ભાઈ ભત્રિજાની કતલ કરી ગાદી લીધી. તે બહાદુરશાહનો વડો દીકરો હતો. થોડા વખત પછી તેની કતલમાંથી બચેલો ફરોકશીર નામે ભત્રિજો સામો થયો. તેણે બહારના સૂબા સૈયદ હુસેન તથા અલાહાબાદના સૂબા તેના ભાઈ સૈયદ અબદુલાની મદદ મેળવીને બાદ-

શાહ તથા જુલફીકારખાનને આગ્રાની લડાઈમાં માર્યા ૧૭૧૩.

**ફરોકશીર—૧૭૧૩—૧૭૧૯** ઉપર કહેલા બે સૈયદભાઈની મદદથી તે ગાદીએ બેઠો. એ સૈયદોને "બાદશાહ બનાવનારા" કહે છે. શીખ સરદાર બંદાએ પંજાબમાં લુટફાટ કરવા માંડી, તેથી તેને તથા તેના માણસોને કુરપણે માર્યા. ૧૭૧૬. એ બાદશાહ માંદો પડ્યો, ત્યારે તેનો રોગ હેમીલ્ટન નામે ઇંગ્રેજી વૈદે મટાડયો, ને તેણે બાદશાહ પાસેથી કેટલોક મુલક કંપનીને અપાવ્યો. મરાઠા તથા રજપુતો ચોતરફ મુલક જીતતા હતા, એવામાં સૈયદો સાથે ખટપટ થવાથી બાદશાહનું મરણ થયું. ૧૭૧૯.

**મહમદશાહ—૧૭૧૯—૧૭૪૮**—ફરોકશીરના મરણ પછી સૈયદોએ અનુક્રમે ત્રણ બાળકોને ગાદીએ બેસાડ્યા, તેમાં પહેલા બે મરણ પામવાથી ત્રીજો મહમદ બેઠો. આ વખતે ઘણા સરદારો સામા ઉઠયા. તેમાં નિઝામઉલમુલક બળવો કરી દક્ષિણમાં ગયો તેણે હૈદ્રાબાદમાં ગાદી સ્થાપી (૧૭૨૦—૧૭૪૮) તેમ તેના વજીર સાદતખાંએ અયોધ્યામાં રાજ્ય સ્થાપ્યું. (૧૭૩૨—૧૭૪૩)

નિઝામને તાબે કરવા હુસેન દક્ષિણમાં જતો હતો તેવામાં તેના સિપાઇઓએ તેનો ઘાત કર્યો, તેમ તેના ભાઈ અબદુલાને નિઝામે ૧૭૨૪ માં શાહપુર આગળ હરાવ્યો. એ પ્રમાણે બંને સૈયદભાઈઓનું બળ નાશ પામ્યું. જોધપૂરના અજીતસિંહે અજમેર લીધું, અને મરાઠા દક્ષિણની ચોથ લઇ ઉત્તરમાં ગયા, તેમણે માળવા ૧૭૮૩ માં લીધો.

એવામાં ઈરાની નાદીરશાહ ૧૭૩૯ માં આવ્યો તેણે ૫૮ દિવસ સુધી લુટ ચલાવી, ત્રીસ હજાર માણસના જીવ લીધા, ને મયુરાસન, કોહીનુર, વગેરે રત્નો મળી લગભગ ૩૨. કરોડની દોલત

લઇ ગયો.

પછી ૧૭૪૭ માં પઠાણ લોકનો સરદાર અહમદદુરાની પહેલીવાર આવ્યો, પણ તેને શાહજાદા અહમદ તથા કમરૂદીને સરહીંદ આગળ હરાવ્યો.

**અહમદશાહ**—૧૭૪૮—૧૭૫૪—એના વખતમાં અહમદશાહ બીજીવાર આવ્યો. તેને પંજાબમાંથી પાછો કાઢયો. ૧૭૫૨ ને મરેઠાને ઓઢીઆ મળ્યો, તથા બંગાળાની ખંડણી લેવાની સનંદ મળી. ૧૭૫૧. તેના વખતમાં રોહીલા લોકે ૧૭૫૦ માં બંડ કરયું તે સમ્યું નહીં પણ પાછળથી મરાઠાની મદદથી ૧૭૫૧ માં તે મટાડયું. એવામાં ગાજીઉદ્દીન નામે સરદારે બાદશાહને આંધળો* કરી મારી નાંખ્યો ૧૭૫૪.

**આલમગીર બીજો**—૧૭૪૪—૧૭૫૯ ગાજીઉદીને એને ગાદી અપાવી. એ સરદાર દુષ્ટ હતો. તેણે અબદલ્લીનો મૂકેલો પંજાબનો સૂબો કાઢી મુકયો, જેથી અબદલી ૧૭૫૬ માં ત્રીજી વાર આવ્યો ને દિલ્લીમાં લૂટ ચલાવી તથા મથુરાનું પવિત્ર ધામ લુટી ઘણા માણસોને કેદ કરી સ્વદેશ ગયો. તેના ગયા પછી મરેઠાએ પંજાબનો કબજો કર્યો. તેથી અબદલ્લી ચોથીવાર ૧૭૫૯ માં આવ્યો એ વેળા ગાજીઉદીને બાદશાહને મારી નાંખ્યો.

**શાહઆલમ બીજો**—૧૭૫૯—૧૮૦૬ આ વખતે મરાઠાનું જોર વધી પડયું. તેમણે દીલ્લી તથા લાહોર લઇ અબદલ્લીના તાબાનો મુલક લુટવા માંડયો, તેથી અબદલ્લી પાંચમી વાર ૧૭૬૧ માં ચઢી આવ્યો, ને પાણીપતના મેદાનમાં મરેઠા સાથે લડાઇ કરી તેમને હરાવ્યા. મરેઠી સરદાર સદાશીવરાવ રણમાં પડયો. પછી બાદશાહ ૧૭૭૧ સુધી ઇંગ્રેજને કબજે રહ્યો ને તેજ સાલમાં મરેઠાએ

તેને થોડો મુલક આપી તાબેદાર બનાવ્યો. ૧૭૮૬ માં તેને ગુલામ કાદર નામના સરદારે આંધળો કર્યો પછી સિંધીઆએ કબજે કર્યો, ને ૧૮૦૩ માં સિંધીઆને હરાવી લોર્ડ લેકે તેને છોડાવ્યો. તે ૧૮૦૬ માં મુઓ.

**અકબર બીજો**—૧૮૦૬-૧૮૩૭ તે માત્ર નામની ગાદી ભોગવી ૧૮૩૭ માં મરણ પામ્યો. પછી તેનો પુત્ર મહમદ બહાદુર શાહ ગાદીએ બેઠો.

**મહમદ બહાદુરશાહ**—૧૮૩૭—૧૮૫૮ એ મુગલ વંશનો છેલ્લો એટલે ૧૭ મો બાદશાહ હતો. [ ફરોખશીરની પહેલાંના બે મરણ પામ્યા તે ગણતાં. ] તેને ઇંગ્રેજે પાળ્યો; પણ ૧૮૫૭ માં બળવામાં સામીલ થવાથી રંગુનમાં કેદ કર્યો, ૧૮૫૮. ત્યાં તે ૧૮૬૨ માં મરણ પામ્યો. એ પ્રમાણે મુગલવંશનો અંત આવ્યો.

**મુગલવંશનું પુનરાવર્તન.**—એ વંશના જેટલો બીજો વંશ હિંદની ગાદી ઉપર ટક્યો નથી. તે ૩૩૨ વર્ષ સુધી ચાલ્યો. તેમાં અનુક્રમે ૭ બાદશાહ ઉત્તમ થયા. ને બાકીનાના વખતથી રાજ્યની પડતી થઈ. બધામાં અકબર ઉત્તમ હતો. તેણે હિંદુ મુસલમાનને એક ગણી રૈયતને સુખ દઈ રાજ્ય આબાદ કર્યું. ઔરંગજેબ ધર્મોધ પણાથી નિંદાયો; તુર્ક, અફઘાન, ખીલજી વગેરે વંશમાં મુગલ વંશ સારો હતો. પાછળથી થોડી જાગીર અને પેનશન લઇ નામનું બાદશાહપદ ધારણ કરી કેટલાએક બેસતા. તેમણે ૧૭૬૫ માં ઇંગ્રેજને બંગાળા, બહાર ને ઓરીસા આપ્યા. બાદશાહીના ત્રણ મોટા પ્રાંત હતા, પહેલો બંગાળામાં, બીજો અયોધ્યામાં, ને ત્રીજો દક્ષિણમાં. ઇંગ્રેજે એ બધા પાસેથી રાજ્ય જીતી લીધું, પણ છેલ્લો મુખ્યાત વિગ્રહ શીખ તથા ગરેહા સાથે કરી રાજ્ય વધાર્યું.

# પ્રકરણ ૧૧ મું.

## મરાઠી વંશ.

**શિવાજી**—૧૬૨૭-૧૬૮૦ મરેઠી વંશનો મૂળ પુરૂષ માલોજી હતો. તે અહમદનગરના રાજમાં નોકર હતો. તેને શાહજી નામે પુત્ર થયો. તેનું લગ્ન મરાઠા સરદાર જાદવરાયની દીકરી જીજીબાઇ વેરે કર્યું તેનાથી શિવાજી ઉત્પન્ન થયો. તેનો જન્મ ૧૬૨૭ માં થયો. શાહજીને બે જાગીર હતી. (૧) સતારાની દક્ષિણે, (૨) તંજાવરમાં. શિવાજીને પહેલી જાગીરમાં દાદાજી કોંડદેવ નામે બ્રાહ્મણની દેખરેખ નીચે મૂક્યો. તે ઝાઝું ભણ્યો નહીં, પણ હથિઆર વાપરવાનું કામ શીખ્યો. તેના ઉદય વખતે ત્રણ રાજ્યબળની સત્તા હતી, (૧) મરાઠા, (૨) દિલ્લીનો બાદશાહ, (૩) દક્ષિણનાં સ્વતંત્ર મુસલમાની રાજ્યો. તેમાંથી ઉત્તર તથા દક્ષિણનાં મુસલમાની રાજ્યો વચ્ચે ટંટા થતાં મરાઠી વંશ પ્રબળ થયો. શિવાજી પાસે કસાયેલા હિંદુ સ્વારોનું લશ્કર હતું. તેઓ જાથુને માટે નોકર નહોતા, પણ ખેતીવાડી કરી, જરૂરની વેળાએ ભેગા થતા. શિવાજીનો મુકામ, રાયગઢના ડુંગરી કિલ્લામાં હતો. તેણે ૧૬૫૯ માં વિજાપુરના સરદાર અફઝુલખાનને દગાથી માર્યો. પછી ઔરંગજેબ સામે ગયો. ૧૬૬૨ માં ઔરંગજેબના મામા શાહસ્તખાંને, પુનામાં જખમી કરી નસાડયો, તેણે ૧૬૬૩ માં સુરત પહેલીવાર લૂટયું. ૧૬૬૪ માં તેનો બાપ મરણ પામવાથી તે ગાદીએ બેઠો. ૧૬૬૫ માં વિજાપુર જીતવાને ઔરંગજેબને મદદ કરી. પાછળથી બાદશાહે કેદ કરવાને ઇરાદે તેને તથા તેના પુત્રને દિલ્લી બોલાવ્યા, પણ ત્યાંથી યુકિત કરી નાશી છુટયા ૧૬૬૬. ૧૬૭૦ માં સુરત બીજીવાર લૂટયું. ૧૬૭૪ માં રાયગઢમાં રાજ્યાભિષેક કરાવી ગાદીએ બેઠો. ને પોતાના તોલ જેટલું સોનું દાન કર્યું. ઇ૦ સ૦૧૬૭૯

માં કર્ણાટક લગીનો મુલક તાબે કર્યો. તે પોતાના ભાઇ વ્યંકોજીને તંજાવરની જાગીર સોંપી, તે ઈ૦ સ૦ ૧૬૮૦મા રાયગઢમાં મરણ પામ્યો. એ શરીરે ઠીંગણો પણ મજબુત હતો. તેણે હિંદુઓમાં ધર્માભિમાન પેદા કરી પોતાના રાજ્યનો મજબુત પાયો નાંખ્યો. મરેઠી રાજ્યમાં એના જેવો વીરપુરૂષ બીજો થયો નથી. તેને બે પુત્ર હતા. ૧ શંભાજી ૨ રાજારામ.

**શંભાજી**—૧૬૮૦—૧૬૮૯ એ શિવાજીનો પુત્ર હતો. તેણે ગાદીએ બેસી પોતાના સગાવાહાલાને મારી નાંખ્યા, ને કલુશા નામે બ્રાહ્મણની ખરાબ સોબતમાં પડયો. એક વખતે બંને જણા નીશો કરી બાગમાં બેઠા હતા, તેવામાં ઔરંગજેબે બંને જણાને પકડાવી મારી નંખાવ્યા, ને તેનાં બૈરાં છોકરાંને કેદ કરી દિલ્લી લઇ ગયો. ૧૬૮૯.

**રાજારામ**—૧૬૮૯-૧૭૦૦-શંભાજીના મરણથી મરાઠા નરમ પડયા નહીં. તેમણે શંભાજીના ઓરમાનભાઇ રાજારામને ગાદીએ બેસાડયો, પણ મુગલની બીકથી અર્કાટની પાસેના જીંજીના કિલ્લામાં તેને રાખ્યો હતો. પછી ઔરંગજેબને ખબર પડવાથી તેણે એ કિલ્લા ઉપર હુમલો કર્યો, પણ તે જીતાયો નહીં, ને રાજારામ, લાંચ આપી તેમાંથી નાશી ગયો. તે ઈ૦ સ૦ ૧૭૦૦ માં મરણ પામ્યો.

**શીવાજી બીજો**—૧૭૦૦-૧૭૦૮-રાજારામના મરણ પછી તેના મોટા કુંવર શિવાજીને ગાદી મળી. તે નાનો હોવાથી તેની મા તારાબાઇ રાજ્ય ચલાવતી. આ વખતે ઔરંગજેબ મરી ગયો હતો. ને તેના પુત્ર આજીમે, સંભાજીના કુંવર શાહુને, તાબેદાર રહેવાની સરતે છોડી મૂક્યો. પછી તે રાજ્ય લેવા આવ્યો પણ તારાબાઈ સામી થઈ. શાહુએ તેને હરાવી ગાદી લીધી, તેથી તારાબાઇ કોલ્હાપુ-

રગાં જઈ રાજ્ય કરવા લાગી. એ પ્રમાણે મરેઠી રાજની બે શાખા- ઓ પડી. (૧) સતારા, [૨] કોલ્હાપુર.

**શાહુરાજા**—૧૭૦૭—૧૭૪૮—મુગલ દરબારમાં ઉછરવાથી શાહુ મોજશોખી થયો હતો, તેણે બાલાજી વિશ્વનાથ નામે બ્રાહ્મણને પ્ર- ધાન બનાવી, બધી સત્તા સોંપી. એ પ્રધાને શાહુનું રાજ વધાર્યું દિલ્લીના બાદશાહ મહમદશાહના વજીર સૈયદ હુસેનને લેઇ તે સ- ન ૧૭૧૯માં દિલ્લી ગયો ને પાદશાહ પાસે દક્ષિણની ચોથ લેવાનું તથા મરેઠી રાજનું સ્વતંત્રપણું કબુલ કરાવ્યું. એ પ્રધાન ૧૭૨૦ માં મુઓ. તેજ વખતે મરેઠા સેનાપતિ ખંડેરાવ તથા તેના હાથ નીચેનો દામાજી ગાયકવાડ પણ મરણ પામ્યો. ખંડેરાવની જગા તે- ના પૂત્ર ત્રંબકરાવને અને દામાજીની જગા તેના ભત્રિજા પીલાજી ને આપી. બાજીરાવ અને ચીમનાજી નામે બાલાજીના પુત્ર હતા. તેમાંથી વડા બાજીરાવને પ્રધાન નીમ્યો. ૧૭૨૦ ( ૨ ) તેણે મરેઠી રાજની સત્તા ઘણી વધારી ને સિંધીઆ, હોલ્કર વગેરે સારા સારા સરદારોને મોટી જગાઓ આપી. પ્રથમ ૧૭૩૪ માં માળવાપર સ્વા- રી કરી. છેવટે તે ૧૭૪૩ માં જીતાયું. દક્ષિણમાં હૈદ્રાબાદના સુબા નીઝામ ઉલમુલ્કની સત્તા ઘણી હતી. તેણે ગુજરાતના સુબા ત્રંબ- કરાવને પેશ્વા બાજીરાવની સામે ઉસ્કેર્યો પણ બાજીરાવે તે સુબાને ડભોઇ આગળ હરાવીને માર્યો૧૭૩૪. પછી તેના બાળકને ગાદી આપી પીલાજીને તેનો રક્ષક ઠરાવ્યો. ૧૭૩૬માં નીઝામઉલમુલ્ક તથા બાદશાહની ફોજને હરાવી બાદશાહ પાસેથી કેટલોક મુલક લીધો; રઘુજી ભોંસલાએ વરાડ અને ચીમનાજીએ ૧૭૩૯ માં ફિરંગી પા- સેથી વસાઈ લીધું. ત્યાર પછી બાજીરાવ ૧૭૪૦ માં મુઓ. એ બ- હાદુર લડાઇઓ હતો. તેણે પેશ્વાનું તથા મરેઠી રાજ્યનું માન

બચાર્યું ને પોતાની હોંશિઆરી વડે ઘણા મુલક તાબે કર્યા; પણ મુલકનો બંદોબસ્ત ન રાખતો એ તેનામાં ખોડ હતી. મુસલમાની રાજ્યની સતા તોડી આખા ભરતખંડના ધણી થવાની તેને ઈચ્છા હતી. શિવાજી અને બાજીરાવ જેવા શુરવીરો મરાઠી રાજ્યમાં બીજા થયા નથી. તેને ત્રણ પુત્ર હતા. બાલાજી, રાઘોબા, અને સમશેર બહાદુર. તેમાં મોટો બાલાજી પેશ્વા થયો—૧૭૪૦ એના વખતમાં શાહુ રાજા ૧૭૪૯માં મરણ પામ્યો. તેને પૂત્ર નહીં હોવાથી પેશ્વાએ બીજા શીવાજીના કુંવર રામરાજાને ગાદીએ બેસ.ડયો.

**રામરાજા**—૧૭૪૮—૧૭૭૭—એ પેસ્વાનો બેસાડયો ગાદીએ બેઠો, તેથી કેટલાક સરદારો પેશ્વાની અદેખાઇ કરવા લાગ્યા પણ પેશ્વાએ શાહુના વખતનો લેખ બતાવ્યો કે શિવાજીનો વંશ ગાદીએ બેસે ને કારભાર પેશ્વા કરે. થોડા વખત પછી રામરાજાએ પેશ્વાથી સ્વતંત્ર થવાનું ધાર્યું, પણ તેનું કાંઇ વળ્યું નહીં, તેથી તેણે સતારાની આજુબાજુનાં કેટલાક પ્રગણાં લેઇ, બધો અધિકાર પેશ્વાને સોંપ્યો, ને ગાદીપરથી હાથ ઉઠાવ્યો. પેશ્વાની ગાદી આ વખતે સતારેથી પુને થઇ. ૧૭૫૧—રામરાજા ૧૭૭૭ માં સતારામાં અપૂત્ર મરણપામ્યો.

**શાહુબીજો**—૧૭૭૭—૧૮૦૧—એ રામરાજાનો દત્તપુત્ર હતો. તેણે પણ પેશ્વાના બંધનમાંથી છુટવાને તોફાન કર્યું, તેથી પેશ્વાએ તેને તથા તેના બે પૂત્રને કેદ કર્યા. ૧૮૦૧. પછી અંગ્રેજ સરકારે જ્યારે ઈ૦સ૦ ૧૮૧૮ માં પેશ્વાઈ રાજ્યની આખર આણી ત્યારે એ રાજાના કુંવર બાળાસાહેબને ૧૮૧૮ માં સતારાની ગાદીએ બેસાડયો. તેનાપર ૧૮૩૯ માં ફીતુરનો વહેમ આવવાથી, તેના ભાઈ આપાસાહેબને ગાદી આપી ૧૮૪૦. એ આંપાસાહેબ ૧૮૪૮

માં અપુત્ર મુઓ, ત્યારે સતારાનું રાજ્ય ઇંગ્રેજે ખાલસા કર્યું ૧૮૪૯. તેના દત્તપુત્ર રામરાજા ભોંસલેને હાલ પચાસ હજાર રૂ. નું પેનશન મળેછે. એ પ્રમાણે શિવાજીના વંશની પહેલી શાખા નાશ પામી. બીજી શાખાવાળા હજુ કોલાપુરમાં ઇંગ્રેજના આશરા તળે રાજ કરેછે.

**બાલાજી બીજો**-૧૭૪૦—૧૭૬૧—શાહુરાજાના વખતથી પેશ્વાની સત્તા વધી ને રામરાજાના વખતથી સંપૂર્ણ અધિકાર પ્રાપ્ત થયો. આ વખતે મરેઠી રાજ્યની મુખ્ય ૭ શાખા હતી. (૧) માળવામાં હોલ્કર. (૨) ગ્વાલીયરમાં સીંધીઆ. (૩) વડોદરામાં ગાયકવાડ. (૪) વરાડમાં ભોંસલા. (૫) ધારમાં પુવાર વંશનું ને (૬) અકલકોટમાં ફતેસિંગ ભોંસલેનું. એસિવાય કોલાપુર અને તંજાવરનાં મરેઠી રાજ્ય સ્વતંત્ર હતાં.

(૨) ઇ૦ સ૦ ૧૭૫૭ માં કર્ણાટકના નવાબ તથા મહિસુરના રાજા પાસેથી ખંડણી લીધી. ૧૭૬૦ માં ચીમનાજીના પુત્ર સદાશિવભાઉએ, નીજામને ઉદગીર આગળ હરાવી તેના રાજ્યમાં પોતાની સત્તા બેસાડી. ઇ૦ સ૦ ૧૭૪૨ માં ભોંસલાએ બંગાળાપર ચડાઈ કરી, પણ ત્યાંના નવાબે નસાડયો. ફરીને ૧૭૪૩ માં ચડાઇ કરી, તેમાં નવાબ અલીવર્દીખાને તેને બંગાળાની ચોથ તથા ઓઢીઆ પ્રાંત આપ્યો. ૧૭૫૮ માં પેશ્વાના ભાઈ રઘુનાથરાવે પંજાબ ઉપર સ્વારી કરી લાહોર લીધું, ને હિંદુ તથા મુસલમાનોપર જુલમ કરવા માંડયો. એ મુલક અબદલ્લીનો હતો, તેથી તે ક્રોધે ભરાઈ ૧૭૬૧ માં હિંદુસ્તાનપર પાંચમીવાર ચડી આવ્યો. મરેઠા તથા અફઘાનોની પાણીપતના મેદાનમાં જબરી લડાઇ થઈ. રોહિલા તથા અયોધ્યાનો નવાબ વગેરે અબદલ્લીની મદદે આવ્યા ને ભરતપુરનો

જાટ સુરજમલ તથા રજપૂતો વગેરે મરેઠાની મદદે આવ્યા. તેમાં સદાશિવભાઉની મૂરખાઇથી મરેઠાની હાર થઇ. પેશ્વાનો પુત્ર વિશ્વાસરાવ, સદાશિવભાઉ, જંકોજીસીંધીયા વગેરે બહાદુર સરદારો રણમાં પડ્યા, ને મરેઠાની ખરાબી થઇ. હોલ્કર તથા ગાયકવાડ તો લડ્યા વગર નાઠા હતા. એ લડાઇને ભાઉગીર્દી કહેછે. બાળાજીપેશ્વા એ હારથી ઘણો ખેદ પામી ૧૭૬૧ માં મરણ પામ્યો. તેને ૩ પુત્ર હતા. વિશ્વાસરાવ, માધવરાવ, નારાયણરાવ.

**માધવરાવ**---૧૭૬૧---૧૭૭૨---બાળાજીનો મોટો દીકરો લડાઇમાં મરાયાથી રાઘોબાએ બીજા દીકરા માધવરાવને ગાદીએ બેસાડ્યો, ને સતારાના રાજાએ તેને પાઘડી બંધાવી. એ ૧૭ વર્ષની ઉમ્મરનો હોવાથી તેનો કાકો રાઘોબા કારભાર કરતો, પણ પેશ્વાને સ્વતંત્ર થવાની ઇચ્છા થઇ તેથી રાજમાં કુસંપ પેઠો. એવામાં નીજામઅલી પૂના લુટવા આવ્યો હતો તેને હરાવ્યો. એના વખતમાં નાના ફડનવીસ તથા સખારામ નામે ચતુર કારભારીઓ, અને રામશાસ્ત્રી ન્યાયાધીશ તથા ત્રંબકમામા સરદાર, એ પ્રખ્યાત પુરૂશો હતા. ૧૭૬૫ તથા ૬૭ માં મહિસુર ઉપર સ્વારી કરી માધવરાવે પુષ્કળ દંડ લીધો. જંકોજી સીંધીઆની જગા તેના પુત્ર મહાદજીને આપી; તેણે ૧૭૬૯ માં રજપૂત રાજ્યો તથા રોહિલખંડમાં ખંડણી ઠરાવી, અને દિલ્લીના બાદશાહને કબજે કર્યો. ૧૭૭૨ માં મહિસૂરના રાજા હૈદરને ત્રીજીવાર ચેરકુલી આગળ હરાવીને લાભકારી સરતો કબુલ કરાવી. માધવરાવ ૧૭૭૨ માં મરણ પામ્યો. એને પુત્ર નહીં હોવાથી તેનો ભાઇ નારાયણરાવ ગાદીએ બેઠો. પણ તેના કાકા રાઘોબાએ, રાજ લેવાની લાલચે તેનો ૧૭૭૩ ના અગષ્ટમાં ઘાત કરાવ્યો.

**સવાઇ માધવરાવ**---૧૭૭૪---૧૭૯૫-નારાયણરાવને મારી

નાંખ્યો તેથી નાના ફડનવીસ, સખારામ બાપુ વગેરે સરદારો રાઘોબાની સામે થયા. એવામાં નારાયણરાવની સ્ત્રીને પુત્ર અવતર્યો. તેને સવાઇ માધવરાવ નામ ધારણ કરાવી સરદારોએ ગાદીએ બેસાડ્યો.

**મરેઠી પહેલો વિગ્રહ**—૧૭૭૬—૧૭૮૨–હવે રાઘોબાએ ગાદી લેવા માટે ઈંગ્રેજની મદદ માગી. મુંબાઈ સરકારે સુરત મુકામે ૧૭૭૫ માં તેની સાથે સલાહ કરીને તેના સામાવાળીઆ ઉપર ફોજ મોકલી, પણ કલકત્તા સરકારે માધવરાવને મદદ કરવાને લખ્યું. અને પુરંધર મુકામે ૧૭૭૬ માં સલાહ કરી. એવામાં ખબર મળી કે ફ્રેન્ચસરદાર રાણી મરાઠા લશ્કર તૈયાર કરેછે, તેથી કલકત્તા સરકારે રાઘોબાને મદદ કરવાને કબુલ રાખ્યું. પછી ૧૭૭૯થી ૧૭૮૧ સુધી કેટલાક લડાઈ ટંટા થયા. આખરે ૧૭૮૨ માં સાલબાઇની સલાહ થવાથી એનો અંત આવ્યો. ઇંગ્રેજને સાષ્ટી વગેરે બેટ મળ્યા અને રાઘોબાને પેન્સન અપાયું.

મહાદજી સીંધીઆ ૧૭૯૪ માં ગુજર્યો, તેની પછી દોલતરાવ બેઠો. ૧૭૯૫ માં નીઝામે ચડાઇ કરી, પણ તેને કુર્દલાના રણમાંથી માધવરાવે નસાડ્યો. રાઘોબાના પુત્ર બાજીરાવને, નાનાએ કેદમાં નાંખ્યો હતો, તેને છોડવાને માધવરાવે નાનાને કહ્યું, પણ તેણે માન્યું નહીં ને છેવટે નાના ફડનવીસના દાબથી કંટાળી તેણે ૧૭૯૫ માં આપઘાત કર્યો.

**બીજો બાજીરાવ**—૧૭૯૫—૧૮૧૮ સવાઈ માધવરાવને પુત્ર ન હોવાથી રાઘોબાનો પુત્ર બાજીરાવ ગાદીએ બેઠો. તે અવિચારી અને બીકણ હતો. પહેલા બાજીરાવનું મેળવેલું રાજ્ય એના વખતમાં ડુબ્યું. સીંધીઆ, હોલ્કર વગેરે મરેઠી સરદારો સ્વતંત્રપણે વર્તવા લાગ્યા, ને એવામાં ૧૮૦૦ માં નાનાનું મરણ થયું, તેથી પેશ્વાઈ

રાજ્યની સત્તા ભાગી પડી. સીંધીઆ અને હોલ્કર અરસપરસ લ- ડયા, તેમાં પેશ્વા સીંધીઆની તરફ હતો, તેથી હોલ્કરે પુનાપર ચ- ડાઇ કરી, બાજીરાવને પેશ્વાએ નસાડયો. અંગ્રેજને શરણે જઇ વ- સાઇ મુકામે ૧૮૦૨ માં સલાહ કરી કે ઇંગ્રજી સૈન્ય પૂનામાં રાખવું, ને બાજીરાવને ગાદી અપાવવી. પરાધીનપણે સોળ વર્ષ રાજ કરી ૧૮૧૭ માં ઇંગ્રેજ સામો થયો.

**મરેઠી ત્રીજો વીગ્રહ**—૧૮૧૭—બાજીરાવ સાથેફરીને૧૮૧૭ માં સલાહ કરી. તોપણ તે નરમ પડયો નહીં, આખરે ખડકી વ- ગેરે ઠેકાણે હરાવી, સ્મીથ સાહેબે તેને નસાડયો, ૧૮૧૮. પછી ઇં- ગ્રેજને શરણે આવ્યો. અંગ્રેજે તેને આઠ લાખનું પેનસન બાંધી આપ્યું,ને કાનપુર પાસે બીથુરમાં રહેવાની રજા આપી. ૧૮૧૮. એ પ્રમાણે મરેઠી ત્રીજો ઝઘડો પુરો થયો. બાજીરાવ ૧૮૫૩ માં મરણ પામ્યો, તેના પુત્ર નાના સાહેબે ૧૮૫૭ ના બંગવામાં ઘણાં દુષ્ટ કા- મ કર્યાં. પછી તે નાશી ગયો, અને મરેઠી વંશની આખર આવી. રાજારામના પુત્ર બાલા સાહેબને ૧૮૧૮ માં સતારાની ગાદીએ બે- સાડયો. તેની આખર પાછળ કહેલા પ્રમાણે ૧૮૪૯ માં આવી.

## મરેઠી પાંચ મુખ્ય શાખાઓ.

**પેશ્વા**—એની હકીકત પાછળ કહેવા પ્રમાણે પુરી થઇ.

**સીંધીઆ**—એ રાજ સ્થાપનાર રાણોજી કરીને પેહેલા બા- જીરાવનો ખાસદાર હતો. પછી જયાજી (જયાપા) બેઠો. તે ૧૭૬૧ માં પાણીપતમાં મુઓ. તેનો દીકરો મહાદજી થયો, તેણે ઉતરે મા- ળવા, વગેરેમાં જીત કરીને દિલ્લીના બાદશાહને કબજે કર્યો. તેનું ૧૭૯૪ માં મરણ થયું. પછી દોલતરાવ બેઠો તેની સાથે ૧૮૦૩ માં ઇં- ગ્રેજને લડાઇ થઇ તેમાં વેલસલી સાહેબે હરાવી સલાહ કરવાની જ-

૩૨ પાડી. તેને મરાઠીબીજો વિગ્રહ કહેછે, તે ૧૮૨૭ માં મુઓ; તેના વંશજો હાલ ગ્વાલીઅરમાં રાજ કરે છે.

૩ **હોલકર**—એનું રાજ્ય માળવામાં હતું. એનો મૂળ પુરૂષ મલ્હારજી કરીને બાજીરાવ પહેલાનો ઘોડેસ્વાર હતો. તે ૧૭૬૬ માં ગત થયો, ને તેનો પુત્ર ખંડેરાવ, તેના પહેલાં ગુજરી ગયો હતો, તેથી તેની સ્ત્રી અહલ્યાબાઇએ તુકાજીને ખોળે લીધો. તે ૧૭૯૭ માં મૂઓ. પછી યશવંતરાવ બેઠો. તેની સાથે ૧૮૦૪ માં અંગ્રેજને લડાઇ થઇ, પણ તેણે હારીને ૧૮૦૫ માં સલાહ કરી, એ લડાઈ મરાઠી બીજા વિગ્રહમાં ગણાય છે. એણે બાજીરાવ તથા સીંધીયાને હરાવ્યા હતા. તે ૧૮૧૧ માં મુઓ ને તેના પુત્ર મલ્હારરાવ ગાદીએ બેઠો તેની સાથે ૧૮૧૭ માં લડાઇ થઇ નેત્યારથી તેના રાજમાં ઈંગ્રેજ સૈન્ય રહે છે. હાલમાં તેના વંશજો ઇંદોરમાં રાજ કરેછે.

૪ **ભોંસલા**—એ રાજ્યનો પાયો ૧૭૫૩માં રાઘોજીએ નાંખ્યો. તેની રાજધાની નાગપુરમાં હતી, તે ૧૭૫૫ માં મૂઓ. તેની પછી કેટલાક રાજા થયા, પછી રાઘોજી થયો. તે ૧૮૧૬ માં મૂઓ. તેણે મરતા લગી પોતાના રાજમાં ઈંગ્રેજી સૈન્ય રાખ્યું નહોતું. પછી પરસાજી બેઠો, તે ગાંડા જેવો હોવાથી તેનો પિત્રાઈ આપાસાહેબ કારભાર કરતો. તેણે અંગ્રેજી સૈન્ય રાખી સલાહ કરી હતી. પરસાજીને મારીને તે ૧૮૧૭ માં ગાદીએ બેઠો, પણ ઇંગ્રેજ સામે ૧૮૧૭ માં લડાઈ કરીને નાઠો. પછી બીજો રઘુજી બેઠો. તે અપુત્ર મરણ પામવાથી, ઇંગ્રેજે તેનું રાજ્ય ખાલસા કર્યું. ૧૮૫૩.

૫ **ગાયકવાડ**—એ રાજ્યનો સ્થાપનાર બાજીરાવનો સરદાર પીલાજી હતો. તેણે ૧૭૩૧ માં વડોદરામાં ગાદી કરી. એ શાખાની સત્તા ગુજરાત તથા કાઠિઆવાડ વગેરેમાં ફેલાઈ હતી, હાલ પણ

સુધળે થોડે થોડો મુલક છે. ૧૮૧૭ ના છેલ્લા મરાઠી વિગ્રહ પછી ઇંગ્રેજી સૈન્ય સાથે ત્યાં રેસીડેન્ટ રહે છે. ૧૮૭૫ માં મલાવરાવ ગાયકવાડ ઉપર ખરાબ રીતે રાજ ચલાવ્યાનું તથા રેસીડેન્ટને ઝેર દીધાનુ તહોમત આવવાથી, તેને મદ્રાસમાં કેદ કર્યો. ત્યાં તે ૧૮૮૨ માં ગુજર્યો. હાલ શિયાજીરાવ ગાદીપર છે. એ બધી શાખાઓનું વિશેષ વર્ણન ઇંગ્રેજી રાજ્યના સંબંધમાં આગળ આવશે.

---

## પ્રકરણ ૧૨ મું.

### યુરોપી પ્રજાનું આવવું. ઇ૦ સ૦ ૧૫૦૦—૧૭૦૦

(૧) હિંદુસ્તાનની દોલત અને મોટાઇ ઉપર મોહિત થઇ પરદેશી લોકો વારંવાર તેના ઉપર હુમલા કરતા. સિકંદર વિગેરે આવી ગયા પછી ઘણા દિવસ સુધી હિંદના રાજાઓએ પરદેશી હુમલા બહાદુરીથી ખાળી, પોતાનાં રાજ્ય સાચવી રાખ્યાં, પણ તે વખતે યુરોપ અને હિંદુસ્તાન વચ્ચે આરબ વગેરેની મારફતે વેપાર તો ચાલતો. અરબસ્તાનના વેપારીઓ લાલસમુદ્રની વાટે હિંદુસ્તાનમાંથી માલ લઇ જતા; તેમની પાસેથી ભૂમધ્ય સમુદ્રને કાંઠે આવેલાં ઈટાલી દેશનાં વેનીસ અને જીનોઆનાં બંદરમાં ખરીદાતો અને ત્યાંથી પછી યુરોપમાં ફેલાતો. પણ એ માલ ઘણો મોંઘો પડવાથી યુરોપી પ્રજાને બારોબાર હિંદ સાથે વેપાર કરવાની ઉત્કંઠા થઇ.

(૨) હિંદુસ્થાનમાં આવવા જવાનો જમીન માર્ગ અઘરો હતો, તેમ જળમાર્ગની બરાબર ખબર નહોતી, તેથી યુરોપી પ્રજા હિંદુસ્તાનમાં આવી શકતી નહીં, પણ પંદરમા સૈકાની આખરે યુરોપી પ્રજાનું લક્ષ હિંદુસ્તાન તરફ વધારે ખેંચાયું, ને તેનો પ્રથમ લાભ

સ્પેન તથા પોર્ટુગાલે લીધો. પોર્ટુગીઝ લોકો પ્રથમ આફ્રિકાના પશ્ચિમ ભાગમાં સફરો કરતા, ને તેમનો એક સરદાર તે ખંડની દક્ષિણે કેપ ઓફ ગુડ હોપ સુધી ૧૪૮૭ માં ગયો હતો, એ માર્ગે તેમણે હિંદુસ્તાન જવાનું ધાર્યું, પણ વહાણ વગેરેની તૈયારીમાં ૧૦ વર્ષ વીતી ગયાં. એવામાં સ્પેનના રાજાએ કેટલાંક વહાણ આપીને ૧૪૯૨ માં કોલંબસ નામે સરદારને હિંદુસ્તાનની શોધ માટે આટલાંટીકમાં મોકલ્યો પણ તેનાં વહાણ પશ્ચિમ તરફ ઘસડાવાથી અમેરિકાનો શોધ લાગ્યો ને તેમાં સ્પેનના રાજાને ઘણો લાભ મળ્યો, તેથી યુરોપની પ્રજા વધારે ઉશ્કેરાઈ.

(૩) સ્પેનનું પરાક્રમ જોઈ તેના પાડોશી પોર્ટુગાલના રાજાએ ૧૪૯૭ માં વાસ્કોડીગામા નામે વહાણવટીના હાથ નીચે, વહાણનો એક કાફલો લીસબોન શેહેરથી ભરતખંડ રવાના કર્યો તે આફ્રિકાની પશ્ચિમ તરફ આટલાંટીકને રસ્તે કેપ ઓફ ગુડ હોપ આગળ થઇ, ૧૧ માસે ૧૪૯૮ ના મે માસમાં હિંદુસ્તાનને પશ્ચિમ કાંઠે કાલીકટ બંદરે ઉતર્યો. તેને કાલીકટના ઝામોરીન રાજા જોડે પ્રથમ દોસ્તી થઇ, પણ મૂર જાતના મુસલમાન વેપારીઓની શીખવણીથી ઝામોરીનનું મન ફરી ગયું તેથી વાસ્કોડીગામાને બરાબર લાભ મળ્યો નહીં ને ત્યાં ૭ માસ રહી તે સ્વદેશ તરફ પાછો ગયો. તે વખતે ઝામોરીને પોર્ટુગાલના રાજા ઉપર અરસપરસ માલની આપ, લે, કરી વેપાર ચલાવવાની ખુશીનો પત્ર લખી આપ્યો હતો.

## ૪ ડી ગામાની બીજી સફર ને પોર્ટુગીઝ ગવરનરો.

૧૫૦૨ માં ૨૦ વાહાણના જબરા કાફલા સાથે વાસ્કોડીગામા બીજીવાર હિંદમાં આવ્યો ને કોચીન તથા કાનાનોર બંદરો સાથે-તેણે વેપાર ચલાવ્યો. પછી તે બંદરોને મદદ કરી ઝામોરીનને હરાવ્યો,

તે ત્યાર પછી સ્વદેશ ગયો. તેની પછી ૧૫૦૩ માં આલ્ફોન્સો આલ્બુકર્ક નામે સરદાર હિંદમાં આવ્યો. પછી ૧૫૦૫ માં આલમૈડા નામે ભરતખંડના પેહેલા પોર્ટુગીઝ ગવરનરના હાથ નીચે મોટો કાફલો મોકલ્યો હતો.

૧૫૦૯ માં તેની પછી આલ્બુકર્ક ગવરનર થયો. તેણે પોર્ટુગીઝ સત્તા ઘણી વધારી. તેણે પ્રથમ કાલીકટ બંદર ઉપર હુમલો કર્યો, પણ તેમાં ન ફાવવાથી ૧૫૧૦ માં દીવ ને ૧૫૧૫ માં ગોવા જીતી લીધું. પછી તેણે પૂર્વ તરફ હિંદી મહાસાગરમાં મલાકા બંદર લીધું ને સીયામ તથા મસાલાના બેટો સાથે વેપાર ચલાવ્યો. ત્યાંથી પાછા આવી ઇરાની અખાતમાં હોર્મઝબેટ લીધો, ને પછી ગોવે આવી ૧૫૧૫ માં મરણ પામ્યો. તેની પછી ૧૫૨૪ માં વાસ્કોડીગામા ત્રીજીવાર આવ્યો. તે કોચીનમાં ૧૫૨૭ માં મરણ પામ્યો.

**૫ પોર્ટુગીઝ રાજ્યની પાછલી હાલત—૧૫૦૦ થી** ૧૬૦૦ સુધીમાં પૂર્વ તરફનો બધો વેપાર એકલો પોર્ટુગીઝ લોકના હાથમાં હતો, પણ તેઓ ધર્માંધ અને રાજ પ્રકરણી બાબતમાં હુશિઆર ન હોવાથી તેમની સત્તા બરાબર જામી નહીં. હિંદુસ્તાનમાં કેટલોક મુલક જીતતાં એમણે ઘણી ક્રૂરતા વાપરી હતી. ફક્ત આલ્બુકર્કે હિંદુ, મુસલમાનનો પ્યાર મેળવી સારી આબરૂ મેળવી હતી. તેમને દમણ ૧૫૫૮ માં મળ્યું હતું. ૧૫૮૦ સ્પેન, પોર્ટુગાલનું રાજ્ય જોડાઇ ગયું ત્યારે સ્પેનની સત્તા નીચે તેઓ આવ્યા તેથી રાજ્યનો બરાબર વધારો ન થયો. ફરી ૧૬૪૦ માં પોર્ટુગાલ જુદું પડયું, પણ તે વેળા હિંદી મહાસાગરના બેટોમાં વલંદા તથા અંગ્રેજી વેપારીઓનું જોર વધી પડવાથી તેમની સત્તા બરાબર જામી નહીં.

**૬ પોર્ટુગીઝ સંસ્થાનની અર્વાચીન હાલત—૧૮૭૧**

હાલ હિંદુસ્તાનમાં દીવ, દમણ ને ગોવા એ ત્રણ મુખ્ય બંદર તેમના કબજામાં છે. મુખ્ય ગાદી ગોવામાં છે. એ બધાનું ક્ષેત્રફળ ૧૦૮૬ ચો. મૈલ ને ૪ લાખ માણસની વસ્તી છે. તેમાં કેટલાક હાફ્કાસ્ટ છે. (યુરોપી અને દેશીના સંબંધથી પેદા થએલા) તે બંગાળા ને મુંબાઈમાં મળી ૫૦ હજાર છે. તે બધા રોમન કાથોલીક ધર્મ પાળે છે, ને તેમને ફીરંગી કહે છે.

## વલંદા લોક.

૧ પોર્તુગીઝનો લાભ જોઇ બીજા યુરોપી દેશો ઉશ્કેરાયા. તેમાં વલંદા મુખ્ય હતા. તેમણે પોર્તુગીઝ સત્તા તોડી પાડી. પ્રથમ હોટમાન નામે સરદાર આફ્રિકાને કિનારે થઈ સુમાત્રા ને જાવામાં ગયો. ૧૫૯૩ પછી બીજી કંપનીઓ ઉત્પન્ન થઈ પણ ૧૬૦૨ માં બધી જોડી દીધી.

સન ૧૬૦૫ માં પ્રથમ વલંદાએ આમ્બોયના બંદર લઇ ત્યાં રાજધાની કરી. પછી ૧૬૧૯ માં જાવાના બટેવીયા શેહેરમાં કરી, ને બધો વેપાર સ્વતંત્રપણે ચલાવવા લાગ્યા. પણ થોડા વખતથી અંગ્રેજ લોકો ત્યાં વેપાર કરતા, તેથી અરસપરસ લડાઇ થતી. આખરે ૧૬૨૩ માં આમ્બોયનાની કતલ થવાથી, અંગ્રેજો હિંદીમહાસાગરનો વેપાર છોડી દઇ હિંદુસ્તાનમાં આવ્યા.

૨ હવે વલંદા ચોતરફ એકલા ઘુમવા લાગ્યા, ને તેમણે પોર્તુગીઝનાં સંસ્થાન એક પછી એક લેવા માંડ્યાં. ૧૬૩૫ માં ફ્રોર્મોસા ને ૧૬૪૦ માં મલાકા લીધુ, તેથી પોર્તુગીઝ લોકની પડતી આવી. વલંદા ૧૬૪૭ માં પલાર નદીને કાંઠે સાદ્રાસ શેહેરમાં વેપાર કરતા. ૧૬૫૧ માં તેમણે આફ્રિકાને પશ્ચિમ કાંઠે એક સંસ્થાન વસાવ્યું. અને ૧૬૫૨ માં મદ્રાસની પાસે પુલીકટમાં તેમણે કોઠી નાંખી. બં-

ગાળાના ચિન્સુરામાં પણ તેમની સત્તા હતી. ૧૬૫૮ માં સિંહલ-દ્વીપમાંનો પોર્તુગીઝ તાબાનો જાફનાપટણ કિલ્લો લીધો, અને કોચીન તથા કાલિકટ ૧૬૬૪ માં લીધાં. ૧૬૫૯ માં મછલીપટણમાંથી પોર્તુગીઝને હાંકી કાઢ્યા.

**તેમની અવિચારી રાજનીતી**—વલંદા લોકની વેપાર કરવાની રીત વિચારવાળી નહોતી. બહોળો પ્રદેશ છતાં એકલે હાથે બધો નફો લેવાના ઈરાદાથી તેઓ બીજી પ્રજાપર અદેખાઇ કરતા, ને દેશી પ્રજા ઉપર પણ પ્રિતી રાખી નહીં તેથી તેમની પડતી આવી. ઈ૦ સ૦ ૧૬૫૯ માં કલાઇવે ચિન્સુરા ઉપર સ્વારી કરી, ત્યારથી તેમની સત્તા પરવારી, ને તેમનાં ઘણાંખરાં થાણાં ઈંગ્રેજે લઈ લીધાં, જાવા બેટ અંગ્રેજે જીતી તેમને ૧૮૧૬ માં પાછો આપ્યો, ને ૧૮૨૪ માં મલાકા અંગ્રેજે રાખી સુમાત્રા તેમને આપ્યો. હાલમાં વલંદાનું એકે શેહેર હિંદમાં નથી. ચિન્સુરા, નેગાપટણ, જાફનાપટણ તથા કોરોમાંડળ ને મલબાર કાંઠાપરનાં કેટલાંક બંદરોમાં તેમનાં કામની નિશાનીઓ છે.

## અંગ્રેજલોકો.

(૧) પંદરમા તથા સોળમા સૈકામાં ઇંગ્રેજે હિંદુસ્તાનની વાયવ્ય તરફનો રસ્તો શોધવાનો પ્રયત્ન કર્યો હતો, ને ઉત્તર મહાસાગરમાં થઇ, પાસિફિક મહાસાગરમાંના મસાલાના બેટો સાથે વેપાર કરવાને પણ મહેનત કરી હતી, પણ તે બનેમાં તેમને લાભ મળ્યો નહોતો.

સ્ટીવન્સ નામે ઇંગ્રેજ પહેલ વહેલો હિંદમાં આવેલો જણાય છે. તેની પછી ૧૫૮૩ માં ફીચ, ન્યુબેરી, ને લીડ્સ નામે ત્રણ વેપારી આવ્યા હતા. ૧૫૯૬ માં હૌટમાન નામે વલંદાએ કેપઓફ

ગુડહોપનો માર્ગ શોધી કાઢયો હતો, તે રસ્તે થઇ વેપાર ચલાવવા-
ને અંગ્રેજ વેપારીઓને હીંમત આવી.

(૨) ઇંગ્લાંડમાં કેટલાક વેપારીઓની ટોળીએ, ત્યાંની રાણી
ઇલીઝાબેથ પાસેથી હિંદુસ્તાનના પૂર્વના બેટોમાં વેપાર કરવાની
૧૬૦૦ માં સનંદ લીધી. તે કંપની ૧૬૦૨ માં હિંદુસ્તાનના પુર્વના
બેટો સાથે વેપાર કરવા લાગી. હિંદુસ્તાનના પશ્ચિમ કાંઠે પોર્તુગી-
ઝોએ તેમને પેસવા દીધા નહીં. આખરે ૧૬૧૧ માં તેમણે સુરત-
માં કોઠી ઘાલી, ને ખંભાત બંદરેથી માલ ભર્યો. ઇ૦ સ૦ ૧૬૧૫માં
કપ્તાન બેસ્ટે તાપીના મુખ આગળ પોર્તુગીઝ લોકના વહાણનો પ-
રાભવ કર્યો. તેજ સાલમાં ઇંગ્લાંડના ૧ લા જેમ્સ બાદશાહે જહાં-
ગીરના દરબારમાં, વેપાર સંબધી હક્ક લેવાને સરટાગસરોને મોક-
લ્યો હતો.

**આમ્બોઇનાની કતલ**—ઇંગ્રેજ અને વલંદાને સલાહ સંપ-
થી વેપાર કરવાની સરત હતી, તે છતાં ૧૬૨૩ માં આમ્બોઇનાના
વલંદા અમલદારે ૧૮ ઈગ્રેજોને તેમના ચાકર સાથે કપટથી માર્યા.
જેથી ઈંગ્રેજ ગુસ્સે થયા, ને તેમની તપાસ માટે કમીશન નીમાયુ.
તેમાં કતલ થએલા ઇંગ્રેજોના કુટુંબને વલંદાએ કેટલાક રૂપીઆ
આપવા એમ ઠર્યું.

(૪) **મદ્રાસનાં ઇંગ્રેજી થાણાં**—મસોલાના બેટોમાં વલં-
દાએ ઇંગ્રેજને સુખેથી વેપાર કરવા ન દીધો તેથી ઈંગ્રેજ વેપારી-
ઓ હિંદુસ્તાનમાં આવ્યા. તેમણે ૧૬૧૦ માં મછલીપટણમાં તથા
૧૬૨૬ માં આર્મો ગામમાં કોઠી ઘાલી હતી. આખરે ૧૬૩૯
માં ચંદ્રગીરીના રાજાએ તેમને મદ્રાસમાં કિલ્લો બાંધવાની પરવાન-
ગી આપી. અહીં તેમણે ફોર્ટસેંટ જયોર્જ નામે કિલ્લો બાંધી મદ્રાસ આ-

બાદ કર્યું. તે ૧૬૫૩ માં સ્વતંત્ર ઇલાકો બન્યો.

(૫) **મુંબાઇનાં થાણાં**—પશ્ચિમ કાંઠે ઇંગ્રેજી વેપારનું મુખ્ય સ્થળ સુરત હતું. એ શેહેરથી ઘોઘા, અમદાવાદ ને ખંભાત જોડે તેઓ વેપાર ચલાવતા. પોર્તુગાલના રાજાની કુંવરી વેરે ઈંગ્લાંડનો બીજો ચાર્લસ પરણ્યો. તેની પહેરામણીમાં મુંબાઈ બેટ મળ્યો. ૧૬૬૨ એ બેટ ચાર્લસે વરસે સો રૂપિઆ લેવા કરી કંપનીને આપ્યો. ૧૬૬૮. એ પ્રમાણે મુંબાઈનું નિર્ભય સ્થળ કંપનીને હાથ આવ્યું, ને સુરતથી કોઠી ઉપાડી ૧૬૮૭ માં ત્યાં નાંખી.

(૬) **બંગાળામાં થાણાં**—મદ્રાસ ને મુંબાઇ કરતાં બંગાળામાં ઘણી મુદતે થાણાં નંખાયાં. ૧૬૩૪ માં મુગલ બાદશાહે બંગાળામાં વેપાર કરવાની રજા આપી, પણ દરિઆકાંઠો કબજે નહોતો. ૧૬૪૦ માં હુગલી અને ૧૬૪૨ માં બાલાસોરમાં કોઠી ઘાલી. ૧૬૪૫ માં બાઉટ નામે ઇંગ્રેજ ડોકટરે શાહજહાંન પાસેથી પોતાના પગાર પેટે કેટલાક હક કંપનીને અપાવ્યા. ૧૬૮૧ માં બંગાળા ને મદ્રાસથી જુદું કર્યું ને બંગાળાના વેપારીનો ઉપરી મી૦ હોજીસને નીમ્યો. ૧૬૮૬ માં નવાબ સાઇસ્તખાંએ ઇંગ્રેજ વખારોપર હલ્લો કર્યો. તેથી ઈંગ્રેજો બીજે સ્થળે (સુટાન્ટી ) ગયા ને ત્યાં ફોર્ટસેંટ વિલીયમ નામે કિલ્લો બાંધ્યો. ઇ૦ સ૦ ૧૭૦૦ માં ઔરંગજેબના પુત્ર આજીમ પાસેથી સુટાન્ટી, ગોવીંદપુર, ને કલકત્તા, એ ત્રણ ગામ વેચાતાં લીધાં. આ વખતે કંપનીનું લક્ષ ઉપજ તથા મુલક વધારવા તરફ લાગ્યું હતું. તેગણે આ કામ માટે સરજોન ચાઈલ્ડ નામે ઇંગ્રેજને હિંદુસ્તાન ખાતાનો ઉપરી નીમ્યો. ૧૬૮૯

(૭) **ઇસ્ટઇંડિઆ કંપનીઓની હકીકત**—(૧) પ્રથમ હિંદમાં પોર્તુગીઝ લોકો વેપાર કરવા આવેલા. તેમણે રાજાને નામે

વેપાર ચલાવ્યો હતો. (૨)ઇંગ્રેજોએ ઇ૦સ૦ ૧૬૦૦ માં કંપનીસ્થાપી તેની હરિફાઈ કરનાર એક બીજી કંપની પણ લંડનમાં ઉભી થઇ હતી. છેવટે ૧૭૦૯ માં બંને કંપની જોડાઈ ગઇ હતી. (૩) ૧૬૦૨ માં વલંદાએ કંપની સ્થાપી. તેમણે પણ રાજ્ય તરફથી વેપાર ચલાવ્યો, તથા સંસ્થાનો લીધાં. (૪) એમની પછી સને ૧૬૦૪ માં ફ્રેન્ચોએ પહેલી કંપની સ્થાપી. પાછળથી ૧૬૧૧—૧૬૧૫—૧૬૪૨ અને ૧૬૪૪ માં તેમની ચાર કંપની ઉભી થઇ. એ બધી કંપની ૧૭૧૯ માં જોડાઇ ગઇ. એમ તેમની ૭ કંપની થઈ હતી. તેઓ ૧૬૬૪ માં વેપાર કરવા હિંદમાં આવ્યા. ૧૬૭૪ માં તેમણે પાંડીચેરીમાં થાણું કર્યું. ને પછી માહી, કારીકલ વગેરે લીધાં. ૧૭૬૧માં તેમની સત્તા પડી ભાગી, અને ૧૭૯૬ માં ફ્રેન્ચ કંપની બંધ થઈ. (૫) ડેન લોકોએ ૧૬૧૨ માં પહેલી અને ૧૬૭૦ માં બીજી કંપની સ્થાપી. તેમનાં ત્રાંકિવબાર અને શ્રીરામપુર, એ બે સંસ્થાન ઇંગ્રેજે ૧૬૪૫ માં વેચાણ લીધાં. (૬) ૧૭૩૩ માં સ્પેનના રાજા તરફથી એક કંપની ઉભી થઈ, પણ તે ફીલીપ્પાઈનમાં વેપાર કરતી. (૭) ૧૭૨૩ માં આસ્ત્રીઆના બાદશાહની મદદ વડે બેલ્જીયમના ઓસ્તેન્ડ શહેરમાં ઓસ્તેન્ડ કંપની ઉભી થઇ. તેણે ૧૭૮૪ માં દેવાળું કાઢયું. (૮) ૧૭૩૧ માં સ્વીડન કંપની ઉભી થઇ, પણ તેણે હિંદમાં વેપાર કર્યો નહોતો. એ પ્રમાણે હિંદમાં વેપારાર્થે આઠ કંપની આવેલી હતી. બધીમાં ફ્રેન્ચ અને ઇંગ્રેજ કંપનીનું જોર વધ્યું, ને છેવટે ઇંગ્રેજો હિંદના ધણી થયા.

# પ્રકરણ ૧૩ મું.

## અંગ્રેજ અને ફ્રેંચ સત્તા.

(૧) હિંદુસ્તાનમાં ઈંગ્રેજી રાજ્યનો આરંભ ૧૮ મા સૈકાની મધ્ય ભાગે થએલા ફ્રેંચ વિગ્રહથી શરૂ થાયછે. મદ્રાસમાં ઈંગ્રેજનું અને પાંડીચેરીમાં ફ્રેંચનું થાણું હતું. એ બંને પ્રજા કેટલોક વખત સુધી તો સલાહ સંપથી વરતી, પણ પાછળથી કુસંપ થયો, તેમાં ફ્રેંચ સત્તા પડી ભાગી, અને ઈંગ્રેજ જોરાવર થયા. ઓરંગઝેબના મરણ પછી દક્ષિણ દેશ સ્વતંત્ર થઈ ગયો હતો. નીઝામઉલમુલ્ક હૈદ્રાબાદમાં; કર્ણાટકનો નવાબ આર્કોટમાં તથા મહિસુર, ત્રીચીનાપલી, ને તંજાવરમાં હિંદુરાજા સ્વતંત્રપણે અમલ કરતા હતા.

**(૨) કર્ણાટકનો ૧ લો વિગ્રહ—૧૭૪૬-૧૭૪૮-ઈ૦ સ૦** ૧૭૪૪ માં ફ્રેંચ ને ઇગ્રેજ વચ્ચે યુરોપમાં લડાઈ સળગી, ને તેની અસર હિંદમાં થઇ. ઇંગ્રેજી સત્તા સ્થાપનાર કલાઈવ, પ્રથમ મદ્રાસમાં વેપાર ખાતામાં નોકર રહ્યો, પણ તે કામ પસંદ નહી પડવાથી હાલમાં મદ્રાસના લશ્કરમાં નોકર હતો. તેમ પાંડીચેરીમાં ડુપ્લી નામે પ્રખ્યાત ફ્રેંચ સરદાર હતો. ફ્રેંચ સરદાર લાબોર્ડોનેસે ઇ૦ સ૦ ૧૭૪૬ માં મદ્રાસપર હલ્લો કરી તે શહેર લીધુ, ને કલાઇવ વગેરે દેવિદ કિલ્લામાં ભરાયા. પાછળથી કેટલાક રૂપીઆ લઇ મદ્રાસ પાછું આપ્યું, પણ રાજ્ય લોભી ડુપ્લીને તેથી માઠું લાગ્યું, ને તેણે મદ્રાસ પાછું લેઇ દેવિદ કિલ્લાપર હલ્લો કર્યો, લશ્કરી મદદ આવી પહોંચવાથી ફ્રેંચ પાછા હઠી પાંડીચેરીમાં ગયા. પછી કલાઇવ તથા લારેન્સે પાંડીચેરી ઉપર ઘેરો ઘાલ્યો, પણ તે જીતાય એવું નહીં લાગવાથી પાછા ફર્યા. તંજાવરની ગાદીને માટે બે ભાઇ લડતા હતા, તેમાંના એકને મદદ કરવાથી ઇંગ્રેજને દેવિકોટી મળ્યો. ૧૭૪૮

પછી યુરોપમાં એલાશાપેલીની સલાહ થવાથી ઈંગ્રેજોને મદ્રાસ વગેરે પાછું મળ્યું, ફ્રેંચને તેમનો મુલક પાછો મળ્યો, અને કર્ણાટકનો ૧ લો ઝઘડો બંધ પડયો. ૧૭૪૮.

(૩) **કર્ણાટકનો બીજો વિગ્રહ**—૧૭૪૮—૧૭૬૪—ઈંગ્રેજ અને ફ્રેંચ લોકોએ હવે દેશી રાજનો પક્ષ પકડી એક બીજા સામે લડવા માંડયું, જેથી બીજા વિગ્રહનો આરંભ થયો. ૧૭૪૮ માં હૈદ્રાબાદનો નીજામ મરણ પામ્યો, તેની ગાદીએ તેનો પુત્ર નાસીરજંગ બેઠો. તેમ કર્ણાટકનો નવાબ પણ એજ સાલમાં મુઓ, ને તેની ગાદીએ અનવરૂદીન બેઠો. એ બંને હાકેમની સામા, દુપ્લીએ નવા હકદાર ઉભા કર્યા. નીજામની સામો, મુજફ્ફરજંગ, અને કર્ણાટકની ગાદી માટે આગલા કોઇ નવાબનો જમાઇ ચંદા સાહેબ કરીને હતો, તેને ઉભો કર્યો. ઈંગ્રેજો કર્ણાટકના નવાબની તરફ હતા. ત્રણે સંપીલા હાકેમોએ પ્રથમ કર્ણાટક ઉપર હુમલો કર્યો, ને અંબુરની લડાઈમાં નવાબ અનવરૂદીનને માર્યો. ૧૭૪૯. તેનો પુત્ર મહમદઅલી ત્રીચીનાપલીમાં ભરાયો, ને ચંદાસાહેબ અર્કાટની ગાદીએ બેઠો. તેણે પાંદીચેરીની આજુબાજુનાં ૮૧ ગામ ફ્રેંચને આપ્યાં.

બુસ્સી નામે ફ્રેંચ સરદારે નવાબનો જીંજીગઢ લીધો, તથા નાસીરજંગને ત્રીચીનાપલી આગળ હરાવી, મુજફ્ફરજંગને ગાદી અપાવી. ૧૭૫૦-રસ્તે જતાં મુજફ્ફરને કોઇએ મારી નાંખ્યો, તેથી તેના ભાઇ સલાબતજંગને બુસ્સીએ ગાદીએ બેસાડયો. એણે ઉત્તર સરકાર તથા મછલીપટણ ફ્રેંચને આપ્યાં એ પ્રમાણે દક્ષિણમાં ફ્રેંચ સત્તા મજબુત થઇ.

(૪) **અર્કાટની લડાઈ**—૧૭૫૧-ફ્રેંચોએ પોતાના પક્ષવાળાનું કામ સારી રીતે બજાવ્યું, પણ ઇંગ્રેજો કંઇ કરી શકયા નહોતા.

તેમની આ વખતે પડતી દશા હતી. મદ્રાસ તથા બીજા બે કિલ્લા ફક્ત તાબાગાં હતા, ને તેમના મિત્ર મહમદઅલીને ચંદા સાહેબે ત્રીચીનાપલીમાં ઘેરી લીધો હતો. હવે તેમણે ત્રીચીનાપલીનો ઘેરો ઉઠાવવાનો વિચાર કરવા માંડયો. એવામાં ચતુર કલાઈવે નવી યુક્તિ શોધી કાઢી, એણે કહ્યું કે આપણે ચંદાની રાજધાની અર્કાટને ઘેરો ઘાલવો, જેથી તે ત્રીચીનાપલીનો ઘેરો ઉઠાવી અર્કાટપર આવશે. એ વાત બધાએ કબુલ કરી, ને ફક્ત ૫૦૦ માણસ સાથે કલાઈવને અર્કાટ મોકલ્યો. તેણે અર્કાટ જીતી લેઇ ત્યાંનો કોટ મજબુત કર્યો. એવામાં ચંદાને ખબર પડી કે પોતાની રાજધાની દુશ્મને હાથ કરીછે, તેથી તેણે ફ્રેન્ચ ફોજની સાથે પોતાના દીકરા રાજા સાહેબને મોકલ્યો. તેણે ઘણા દીવસ સુધી અર્કાટને ઘેરી રાખ્યું, પણ આખરે હારીને નાઠો ૧૭૫૧. ઈંગ્રેજો વિજયશાળી થયા, ને તેમની ચડતી થવા માંડી. જો એ લડાઈમાં ફ્રેન્ચો જીત્યા હોત, તો આજે હિંદુસ્તાનમાં ઇંગ્રેજી રાજ્ય ભાગ્યે હોત, એ લડાઈ હિંદુસ્તાનના ઈતિહાસમાં પ્રખ્યાત છે. ત્યાર પછી મદ્રાસથી મદદ આવી, તે લેઇને કલાઇવ, રાજા સાહેબ પુઠે ધાયો, ને તેને આર્ની આગળ ૧૭૫૧ માં, તથા કોવરેપાક આગળ ૧૭૫૨ માં હરાવી નસાડી મુક્યો.

(૫) ચંદાસાહેબને તેનું લશ્કર છોડી ગયું, ને ફ્રેન્ચો, પાંડીચેરીમાં ગયા. અંગ્રેજોએ ત્રીચીનાપલીમાંથી મહમદઅલીને ઉગાર્યો, ને તેને અર્કાટની ગાદી આપી. ત્યાર પછી કેટલીક લડાઇઓ ફ્રેંચ સાથે થઇ તેમાં તેઓ નરમ પડ્યા, ને કલાઈવ ઇ૦ સ૦ ૧૭૫૨ માં પહેલીવારનો સ્વદેશ ગયો. દુપ્લીને ફ્રેન્ચ સરકારે પાછો બોલાવ્યાથી તે ૧૭૫૪ માં ફ્રાન્સ ગયો ને ત્યાં અપમાન પામી ૧૭૬૩ માં મરણ પામ્યો. તેના પછી ગોડ્યુ નામે ફ્રેન્ચ ગવરનર આવ્યો.

તેના વખતમાં બંને પ્રજા વચ્ચે સલાહ થઈ ૧૭૫૪, પણ તે સલા-
હ ઝાઝાં વર્ષ ટકી નહીં.

૬ **લાલી**—૧૭૫૮–ફ્રેન્ચ સરકારે ગોધ્યુ પછી લાલી નામે
સરદારને ૧૭૫૮ માં હિંદમાં મોકલ્યો. તેણે આવતાવેંત દેવિદ કિ-
લ્લો જીતી લીધો, ને એથી ફુલાઇને તેણે હિંદુસ્તાનમાંથી ઇંગ્રેજોને
કાઢવાની પેરવી કરવા માંડી. એ અવિચારી ને અહંકારી હતો. તે-
ણે નીજામના રાજમાંથી બુસ્સીને બોલાવી લીધો, તેથી દક્ષિણમાંથી
તેમની સત્તા ઓછી થઇ, ને ઈંગ્રેજ સાથેની લડાઈમાં જય મળ્યો
નહીં. વાંદેવાસના રણમાં ઈંગ્રેજ સરદાર સર આયર કૂટે લાલી તથા
બુસીને હરાવ્યા. ૧૭૬૦–કર્નલ ફોર્ડે ઉત્તરસરકાર ને મછલીપટણ લી-
ધાં. ૧૭૫૯. ને સરકુટે ૧૭૬૧ માં જીંજી તથા પાંડીચેરી પણ જી-
તી લીધાં એ પ્રમાણે ફ્રેન્ચ સત્તા પડી ભાગી. લાલી ૧૭૬૧ માં
સ્વદેશ ગયો. ત્યાં ફ્રેન્ચ સરકારે તેનાપર રાજ ખોયાનો આરોપ મુ-
કી ફાંસી દીધી. ૧૭૬૬. યુરોપમાં ફ્રેન્ચ અને ઇંગ્રેજ વચ્ચે ૧૭૬૩
માં સલાહ થવાથી ઇંગ્રેજે તેમનાં પાંચ થાણાં પાછાં દીધાં. જે હા-
લ તેમને તાબે છે.

---

## પ્રકરણ ૧૪ મું.

### બંગાળા ને મહિસુરનો વિગ્રહ. ૧૭૫૬—૧૭૬૯

**બંગાળાનું રાજ્ય**—પાછળ કહેવા પ્રમાણે ઔરંગજેબના
મરણ પછી ઘણાંક રાજ્ય સ્વતંત્ર થયાં હતાં, તેમાં બંગાળામાં મુ-
ર્શીદકુલીનખાન નામે નવાબ સ્વતંત્ર થયો હતો. તેની રાજધાની મુ-
ર્શીદાબાદમાં હતી. તેની પાસેના કાસીમ બજાર શેહેરમાં અંગ્રેજ, ફ્રે-
ન્ચ ને વલંદાની કોઠીઓ હતી, ને ઇંગ્રેજનું કલકત્તા, ફ્રેન્ચનું ચંદન-

ગર તથા વલંદાનું ચીન્સુરામાં મુખ્ય સ્થળ હતું. એ નવાબ ૧૭૪૦ માં મરણ પામ્યો. તેની પછી તેના દીકરાને મારી, તેનો ભાઈ અલીવર્દીખાન બેઠો. તેને ઇંગ્રેજ સાથે સારો મેળ હતો. મરાઠાના હુમલા અટકાવવાને સારૂ કલકત્તાની આજુ બાજુ ખાઇ ખોદવાની તેણે ઇંગ્રેજોને પરવાનગી આપી હતી. એની પછી એનો પૌત્ર સુરાજઉદૌલા ગાદીએ બેઠો ૧૭૫૬. એ મૂર્ખ ને અવિચારી હતો, ને ઇંગ્રેજની ચઢતી જોઈ બળતો હતો. એવામાં તેની રૈયતમાંનો એક માણુસ નાસીને કલકત્તામાં ઈંગ્રેજને આશરે રહ્યો હતો, તેને ઇંગ્રેજોએ પાછો સોંપ્યો નહીં, તેથી લડાઈ જાગી. નવાબે ગુસ્સે થઇ કાસીમબજારમાંની ઈંગ્રેજ વખારો લૂટી. પછી ૧૭૫૬ માં કલકત્તાપર આવ્યો. કલકત્તાના કિલ્લામાંથી ઘણાં માણુસ નાસી છુટયાં ને ૧૪૬ પકડાયાં. તે બધાંને ૧૮ ચો. ફુટની અંધારી કોટડીમાં પુર્યાં. ઉનાળાના સખ્ત તાપને લીધે, પાણી તથા પવન વગર તેમાંના ઘણાં માણુસ મરી ગયાં. નિર્દય નવાબે કેદખાનું ઉઘાડી બીજે દિવસે સવારે જોયું, તો ફક્ત ૨૩ જણુ અધમૂઆ જેવાં નીકળ્યાં ને બાકીનાં મરણુ પામ્યાં હતાં.

**૨. વેર વાળવાની તૈયારી**—૧૭૫૭–એ વાતની ખબર મદ્રાસ પહોંચતાં, કલાઇવ ને વાટસન નામે બહાદુર સરદારો કલકત્તાપર ચડયા, ને શહેર લઇ લીધુ. એ વખતે નવાબ સામો થયો, પણુ તેથી લાભ થશે નહીં એમ ધારી, કલાઈવે તેની સાથે સલાહ કરી કે, એક બીજાને હરકત કરવી નહીં. ૧૭૫૭. એ પ્રમાણે સલાહ થવાથી લડાઇ બંધ પડત, પણુ એવામાં કલાઇવે ફ્રેન્ચનું ચંદ્રનગર જીતી લીધું તેથી નવાબ ગુસ્સે થયો, ને લડાઈની તૈયારી કરવામાંડી. આ વખતે ઇંગ્રેજોએ નવાબની જગા તેના સરદાર મીરજાફરને આપવાનો ઠરાવ કર્યો. એ કાવતરામાં કલાઇવ, વાંટસન, નવાબનો

ખજાનચી રાયદુર્લભ, જગત શેઠ વગેરે સામીલ થયા. તેમણે નવાબ-ને ઉઠાડી કેટલીક સરતોએ મીરજાફરને ગાદી આપવાનું ઠરાવ્યું. એવામાં અમીચંદ નામે, નવાબનો વકીલ ત્યાં આવી પહોંચ્યો. તેણે કાવતરૂં છાનું રાખવા માટે ત્રીસ લાખ રૂપીઆ માગ્યા, પણ ચતુર કલાઇવે, ખોટો દસ્તાવેજ કરી આપી તેને શાન્ત પાડયો.

૩ **પ્લાસીની લડાઈ—૧૭૫૭**—એ બધું તૈયાર કર્યા પછી લશ્કર લેઇ મુર્શીદાબાદપર ચડયા. નવાબ પણ પોતાની સેના લઇ સામે આવ્યો. કલાઇવે પોતાને માટે ધટાવાળી ઉંચી જગા પસંદ કરી હતી, પછી નવાબના સૈન્ય ઉપર રાતરે અણુધાર્યો છાપો માર્યો. નવાબનું લશ્કર નાસવા માંડયું ને પોતે પણ નાસી ગયો,, એથી બંગાળાની સત્તા ઈંગ્રેજના હાથમાં આવી, ને તેમની ચડતી થઈ, તે-ને માટે એ લડાઇ પ્રખ્યાત છે. પછી કલાઈવે વેપાર સંબંધી કેટ-લાક હક લખાવી લેઈ તથા ઈંગ્રેજ અમલદારોને નજરાણા બદલ પુષ્કળ પૈસો અપાવી મીરજાફરને ગાદીએ બેસાડયો. આ વખત અ-મીચંદને કંઈ ન મળવાથી તે હેબક ખાઇ મરણ પામ્યો ૧૭૫૭. એ વેળા ઇંગ્રેજોને કલકત્તાની આજુ બાજુની ૮૮૨ ચો. મૈલ જમીનની ઉપજ લેવાનો હક નવાબ તરફથી મળ્યો. દિલ્લીના બાદશાહ શાહ-આલમે ૧૭૫૯ માં તે હક કલાઈવને બક્ષીસ કર્યો, પણ કંપનીએ વાંધો ઉઠાવવાથી ૧૭૬૫ થી ૧૭૭૪ ( કલાઈવના મરણ ) સુધી-દસ વર્ષની ઉપજ કલાઇવને મળી, અને ત્યાર પછી એ હક કંપની-ને મળ્યો. હાલ એ જમીન ૨૪ પ્રગણાંને નામે ઓળખાય છે.

૪ **બંગાળાનો ૧ ગવરનર કલાઇવ**—ઇ૦ સ૦ ૧૭૫૮ માં કંપનીના ડીરેકટરોએ કલાઇવને, બંગાળાનો ૧ લો ગવરનર નીમ્યો. આ વખતે દિલ્લીનો બાદશાહ તથા ફ્રેન્ચો, એ બેના હુમલાની

ધાસ્તી હતી. પ્રથમ બાદશાહના પુત્ર શાહઆલમને, પટણા આગળ કલાઇવે હરાવીને નસાડયો, ને પાછળ કહેવા પ્રમાણે લાલી તથા બુસીને, વાંદેવાસની લડાઇમાં હરાવી ફ્રેન્ચોને પણ નરમ પાડયા.

નવાબ મીરજાફરે નીમકહરામ થઇ ઇંગ્રેજોને કાઢવાને માટે વલંદાની મદદ માગી. એ વાતની કલાઇવને ખબર પડતાં તેણે ચિન્સુરા આગળ વલંદાના સૈન્યનો ૧૭૫૯ માં નાશ કર્યો. આ બનાવ બન્યા પછી કલાઇવ ૧૭૬૦ માં બીજીવાર સ્વદેશ ગયો, ને ત્યાં ઘણું માન પામ્યો. એના ગયા પછી બંગાળાનો કારભાર ઘણી ખરાબ રીતે ચાલ્યો, નોકરો પુષ્કળ પૈસો ભેગો કરવા લાગ્યા, ને રૈયતપર જુલમ થવા માંડયો. મીરજાફર પોતાની ફોજનો પગાર આપી શકયો નહીં, તેથી તેના પૈસાદાર જમાઈ મીરકાસમને ઇંગ્રેજોએ ૧૭૬૦ માં ગાદી આપી. મીરકાસમે તેમને બર્દવાન, મેદનીપુર ને ચીતાગાંગ પ્રગણાં આપ્યાં.

**૫ મીરકાસમ**—૧૭૬૦ મીરકાસમને ઇંગ્રેજોએ ગાદીએ બેસાડયો; પણ તે ચતુર ને સ્વતંત્ર માણસ હતો. તેણે પોતાની છાવણી મોંગીર નામે નિર્ભય સ્થળે કરી, અને લસ્કર તથા હથિઆર વગેરેમાં સુધારા કરવા માંડયા. પછી ઇંગ્રેજની તાબેદારીમાંથી છુટવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એવામાં લડાઇ કરવાનું કારણ મળ્યું.

**૬ લડાઇનું કારણ ને હકીકત**—રાહદારી માલનું દાણ કંપનીનું માફ હતું, ને રૈયતનું લેવાતું; પણ હમણાં કંપનીના નોકર પણ દાણ આપવા ન લાગ્યા, તેથી નવાબની ઉપજને નુકશાન થવા લાગ્યું. આ બાબત કંપનીએ કંઈ બંદોબસ્ત નહીં કરવાથી નવાબ ગુસ્સે થયો, ને લડાઇ થઇ. એણે તમામ રૈયતનું દાણ માફ કર્યું, ને ઇંગ્રેજી માલની હોડીઓપર હલ્લો કર્યો, જેથી ઈંગ્રેજો સામા થયા.

પ્રથમ પટણા ઉપર ઈંગ્રજે હલ્લો કરી તે શેહેર લીધું, પણ મીરકાસમે પાછળથી જીતી લેઇ ૨૦૦ અંગ્રેજોની કતલ કરી ૧૭૬૩. આખરે ઘેરીઆ મુકામે ઇ૰ સ૰ ૧૭૬૩ માં મોટી લડાઈ થઇ, તેમાં મેજર આદમ્સે તેને હરાવ્યો. આ વખતે નવાબની ગાદી બુઢા મીરજાફરને આપી ૧૭૬૩. મીરકાસમ નાસીને અયોધ્યાના નવાબ સુજાઉદ્દોલા પાસે ગયો. ત્યાં દિલ્હીનો પાદશાહ શાહઆલમ પણ આવી મળ્યો. પછી એ ત્રણેની એક સંપી ફોજે પટણા ઉપર હલ્લો કર્યો. તેમાં તેઓ હાર્યા. ફરીથી મેજર મનરોએ બકસર આગળ ૧૭૬૪ માં હરાવ્યા. તેથી નવાબ તથા બાદશાહ શરણે આવ્યા, ને મીરકાસમ નાસી ગયો.

**૭ કલાઈવનો બીજીવાર કારભાર—૧૭૬૫—૧૭૬૭** કલાઈવ ૧૭૬૫ ના મે માસમાં વિલાયતથી આવ્યો. તેના આવતાં અગાઉ બંગાળાના નવાબની હાર થઇ હતી, તેમ અયોધ્યાનો નવાબ અને શાહઆલમ પાદશાહ પણ તાબે થય હતા. મીરજાફર મરી ગયો હતો ૧૭૬૫ અને તેની જગા તેના પુત્ર નજીમદૌલાને કેટલાક પૈસા લઇને આપી હતી. કલાઇવે આવીને બે મોટાં કામ કર્યાં. દિલ્હિના બાદશાહ પાસેથી કાયદેસર મુલક મેળવ્યો. (૨) નોકરોનું અંધેર મટાડયું—પ્રથમ તે કલકતેથી અલહાબાદ ગયો. ને અયોધ્યાના નવાબ પાસેથી ૫૦ લાખ રૂ. લડાઇના ખર્ચ બદલ લેઈ તેનો મુલક પાછો આપ્યો, તથા બાદશાહ શાહઆલમને કોરા અને અલ્લહાબાદ પ્રાંત દીધા.

એ વખતે બંગાળા, બાહાર ને ઓઢિઆની વસુલાત લેવાનો સંપૂર્ણ અધિકાર, દિલ્હીના શાહે કંપનીને આપ્યો, ને તે બદલ ૩૦ લાખ રૂ. ખંડણી દાખલ બાદશાહને ભરવા તથા ૬૦ લાખ રૂ. ન-

બાગને ભરવા એમ ઠર્યું. એ પ્રમાણે એ પ્રાંતોમાં બે રાજ્યની સત્તા શરૂ થઈ. વસુલાતનું કામ કંપની કરે, અને ફોજદારી અધિકાર નવાબ ચલાવે. એ વખત ઉત્તર સરકારની વસુલાત પણ કંપનીને મળી.

**૮ કલાઇવનું છેલ્લીવારનું સ્વદેશ જવું**—મુલક મેળવ્યા પછી તેણે મુલ્કી તથા લશ્કરી ખાતામાં સુધારો કર્યો, નોકરોના પગાર વધારી લાંચ લેતા અટકાવ્યા, ને સિપાઈઓનું બેવડું ભાથું બંધ કર્યું એ પ્રમાણે શાંતિ કરીને તે ઈ૦ સ૦ ૧૭૬૭ માં છેલ્લીવાનો સ્વદેશ ગયો, ત્યાં એને ઘણું માન મળ્યું. પાછળથી એના દુશ્મનોએ તેનાપર કામ ચલાવ્યું, તેમાં તે જીત્યો, પણ આપઘાત કરી ૧૭૭૪ માં મરણ પામ્યો. એ ખરેખરો શૂરવીર, હીંમતવાન, ને ચતુર સરદાર હતો. હિંદમાં કર્ણાટક અને બંગાળાની જીત મેળવી ઇંગ્રેજી રાજ્યનો મજબુત પાયો નાંખનાર એ નર હતો.

## મહિસુરનો વિગ્રહ ૧ લો ૧૭૬૭—૧૭૬૯

**હૈદરઅલ્લી**—મહિસૂરમાં વિજયનગરના રાજાનો હિંદુવંશ રાજ્ય કરતો હતો. હાલનો રાજા નબળો હોવાથી બધી સત્તા નંદરાજ નામે પ્રધાનના હાથમાં હતી. તેની ફોજમાં ફતેહમહમદ કરીને એક નાયક હતો. એ લડાઇમાં મરાયા પછી તેનો મોટો પુત્ર શાબાશ નોકર રહ્યો. એના નાના ભાઈનું નામ હૈદર હતું. પાછળથી તે પણ નોકર રહ્યો ને પરાક્રમ કરી મોટી પદવી પામ્યો. ઈ૦ સ૦ ૧૭૬૧ માં તેણે નંદરાય તથા રાજાને ઉઠાડી ગાદી લીધી, ને પછી બેદનુર તથા કાલીકટ લેઇ ઇંગ્રેજી સરહદ ઉપર આવ્યો. જેથી અંગ્રેજોને તેનું બળ અટકાવવાની જરૂર પડી. ચંગામ, ત્રીનોમાલી ને અંબુર આગળ ઈ૦ સ૦ ૧૭૬૭ માં કર્નલ સ્મીથ સાહેબે તેને હરાવ્યો, ને

૧૭૬૯ માં સલાહ થઈ કે એક બીજાનો મુલક પાછો આપવો તથા સંકટ વખતે મદદ કરવી.

---

## પ્રકરણ ૧૯ મું.

(૧) કલાઈવના ગયા પછી પાંચ વર્ષ સુધીમાં કંઇ જાણવા લાયક બનાવ, હૈદરની લડાઇ સિવાય બન્યો નથી. ૧૭૭૦ માં ઓઢિઆમાં દુકાળ પડવાથી ઘણાં માણસ મુઆં. કંપનીના દેશી ઇજારદારો તેમ અંગ્રેજ અધિકારીઓ પૈસા મેળવવા માટે કેટલાંક અઘટિત કામ કરતા. ઇ૦ સ૦ ૧૭૭૨ માં કૌંસીલનો વડો મેમ્બર વાર્નહેસ્ટીંગ્સ ગવર્નર નીમાયો. એ હિંદુસ્તાનનો જુનો નોકર હતો. તેણે કલાઈવની પાયો નાંખેલી ઇમારત સારી રીતે ચણી. વસુલાત ખાતામાંથી દેશી કારભારીઓને બાતલ કરી, ઇંગ્રેજી અમલદારો રાખ્યા. તેમને કલેકટર કહેતા. ન્યાય ખાતામાં તથા પોલીસ ખાતામાં તેણે સુધારા કર્યા. સને ૧૭૭૪ સુધી તે બંગાળાનો ગવર્નર હતો, પણ પાર્લમેન્ટના કરેલા ૧૭૭૩ ના "રેગ્યુલેટીંગ" આકટના ધારાથી બંગાળાનો ૧ લો ગવર્નર જનરલ કહેવાયો; તેને મદદ કરવાને મી૦ બાર્વેલ, મી૦ ફ્રાન્સીસ, જનરલ કલેવરીંગ, અને કર્નલ મોન્સન, એ ચાર જણની કૌંસીલ નીમી; ગવરનર જનરલની સત્તા મુંબાઈ અને મદ્રાસના ગવર્નરો ઉપર ઠરાવી ને કલકત્તામાં નવી અદાલત સ્થાપી; એ પ્રમાણે ધારો થયો. કૌંસીલમાં બાર્વેલ સિવાયના ત્રણ મેમ્બરોના સામા થવાથી, તથા ડીરેકટરોની ઉપરા ઉપરી નાણાં માગણીને લીધે તેણે કરેલાં કેટલાંક અઘટિત કામથી તે નીંદાયો.

(૨) **ઉપજ વધારવાનાં અયોગ્ય કામ.** (૧) બંગાળાના નવાબને પેનશન મળતું, તેમાંથી ઘટાડો કરી ૧૬ લાખ રૂ, બચાવ્યા.

(૨) કોરા તથા **અલ્હાબાદ** પ્રાંત ક્લાઇવે દિલ્હીના બાદશાહને દીધા હતા, તે તેની પાસેથી ખુંચી લીધા, કેમકે તે ૧૭૭૧ થી મરેઠાના કબજામાં હતો. એ પ્રાંતો ૫૦ લાખ રૂ. લેઈ અયોધ્યાના નવાબને વેચ્યા. (૩) તેમ બંગાળા, બહાર વગેરે પ્રાંતોની ઉપજ લેવા બદલ બાદશાહને ૩૦ લાખ રૂ. ખંડણી ભરવી પડતી તે પણ બંધ કરી. (૪) અયોધ્યાના નવાબને રોહિલા લોકો નડતા હતા, તેમને મારી કાઢવાને ઠરાવ પ્રમાણે મદદ કરવી પડી, એમાં ઘણું ખરચ થયું. એ કામમાં તેના ત્રણ સામાવાળીઆ ઉલટા હતા. (૫) નાણાની તંગી મ-ટાડવાના ઈરાદાથી કાશીના રાજા પાસેથી તથા અયોધ્યાની બેગમ પાસેથી ૨૨ાા લાખ રૂ. ખંડણી મળતી. એ પ્રાંત ૧૭૭૫ માં અ-યોધ્યાના નવાબ અસોફઉદ્દોલાએ આપ્યો હતો. હેસ્ટીંગ્સે તેની પાસે વધારે પૈસા માગ્યા, તેથી તે સામો થયો. તેને ૧૭૮૨ માં હરાવી નસાડયો. પછી વધારે ખંડણી ઠરાવીને તેના ભત્રિજાને ગાદી આપી. (૬) ચૈયતસિંગને મદદ કરવાનુ તહોમત મુકી અયોધ્યાની બેગમનો દંડ કર્યો. તે તેણે આપવાની ના પાડવાથી, જુલમ કરી નાણાં મે-ળવ્યાં. એ પ્રમાણે તેણે કેટલાંક ગેરવાજબી કામ કર્યાં.

(૩) **૧ લો મરાઠી વિગ્રહ**—૧૭૭૫–૧૭૮૨ પુનાની ગાદી માટે પાછળ કહેવા પ્રમાણે તકરાર ચાલી હતી. તેમાંના એક ઉમેદ-વાર રઘુનાથરાવને મદદ કરવાનું મુંબાઈ સરકારે ધાર્યું, ને તેના બ-દલામાં સાષ્ટી વગેરે બેટ લેવાની, સુરત મુકામે, રાઘોબા સાથે સ-લાહ કરી ૧૭૭૫, પણ કલકત્તા સરકારને એ વાત પસંદ નહિ પડ-વાથી તેમણે ખરા હકદાર માધવરાવને મદદ કરવાને લખ્યું, ને તેની સાથે પુરંદર મુકામે ૧૭૭૬ માં સલાહ કરી. હવે મુંબઈથી સૈન્ય નીકળી

ચુક્યું, ને કલકત્તાનું સૈન્ય રસ્તામાં હતું, પણ પાછળથી માલમ પ-
ડ્યું કે ફ્રેંચ ફોજ રાખી મરેઠા લશ્કર તૈયાર કરેછે. એથી કલકત્તા
સરકારે મુંબાઇ સરકારનો આગલો ઠરાવ બહાલ રાખ્યો, પણ એવા-
માં મુંબાઈના લશ્કરની પુના આગળ ૧૭૭૯ માં હાર થઇ, ને તેણે
વારગામ મુકામે નામોશી ભરેલા કરાર કબુલ કર્યા. બંગાળાનું લશ્કર
હજુ આવી પહોચ્યું નહોતું, તેથી હેસ્ટીંગ્સે તે ટુકડીના ઉપરી લે-
સ્લીને પાછો બોલાવી તેની જગાએ કર્નલ ગોદર્દને મોકલ્યો. તેણે
સને ૧૭૮૦ સુરત તથા અમદાવાદ લીધાં, ને મરેઠાને હરાવ્યા. આ-
ખરે સાલબાઇ મુકામે સન ૧૭૮૨ માં સલાહ થવાથી પહેલો ઝઘડો
પતી ગયો. આ વખતમાં કપ્તાન પોફામે ગ્વાલીયર ગઢ જીતી લી-
ધો હતો. ૧૭૮૦

(૪) **બીજો મહિસુર વિગ્રહ**—૧૭૮૦—૧૭૮૪ હૈદર ઉપર
મરેઠા ૧૭૭૨ માં ચઢી આવ્યા, ત્યારે તેને ઈંગ્રેજે મદદ ન કરી ત-
થા માહીની થડમાં તેનો કેટલોક મૂલક દબાવ્યો, એથી ગુસ્સે થઇ
હૈદરે બીજો વિગ્રહ આરંભ્યો. પ્રથમ ૧૭૮૦ માં કર્નલ બેલી પેરા-
મબોકમ આગળ હાર્યો, ને સર આયરકુટ ૧૭૮૧ માં ચીલામ્બ્રમ
આગળ હાર્યો; પણ પાછળથી કુટે પોર્ટોનોવો, પોલીલોર ને શોલીં-
ગર આગળ ૧૭૮૧ માં તથા પનીઆની આગળ ૧૭૮૨ માં હૈદરનો
પરાભવ કર્યો. એવામાં ૧૭૮૨ માં ચિતુરમાં હૈદરનું મરણ થયું. તે-
ની પછી તેના પુત્ર ટીપુએ લડાઇ જારી રાખી, પણ આખરે કંઇ
ન ચાલવાથી ૧૭૮૪ માં મેંગલોર મુકામે સલાહ કરી. તેથી એક
બીજાનું લીધેલું પાછું મળ્યું, ને બીજો ઝઘડો પૂરો થયો.

(૫) **કારભારનો અંત**—હેસ્ટીંગ્સના વખતમાં કલકત્તાના
નંદકુમાર નામે બ્રાહ્મણે તેનાપર ફરિયાદ માંડી હતી, પણ પાછળથી

તે બ્રાહ્મણે ખોટો લેખ બનાવેલો માલમ પડવાથી, તેને ફાંસી દીધી, ૧૭૭૫ હેસ્ટીંગ્સ ૧૭૮૬ માં સ્વદેશ ગયો. ત્યાં કાશીના રાજા સંબંધી તથા અયોધ્યાની બેગમો વગેરેના કામ સંબંધી તેનાપર બર્ક સાહેબે તહોમત મુક્યાં. સન ૧૭૮૮ થી ૭ વર્ષ સુધી તેની તપાસ થઇ તેમાં ઘણું ખર્ચ કરીને છુટયો. ડીરેકટરોએ પાછળથી તેને સારી મદદ આપી હતી. તે ૧૭૫૦ થી હિંદુસ્તાનમાં નોકર રહ્યો હતો.

(૬) **પીટનું બીલ**—હિંદુસ્તાનના કારભાર સંબંધી વિલાયતમાં વારંવાર ચર્ચા થતી સન ૧૭૮૩ માં ફોકસ નામના પ્રધાને એક બીલ મૂકયું કે કંપનીએ વેપારનું કામ કરવું, અને રાજ્યકારભાર પાર્લમેંટ ચલાવે, પણ તે મંજુર થયું નહીં. ત્યાર પછી ૧૬૮૪ માં પીટ્ટ નામના પ્રધાને બીલ મૂકયું. તેમાં એ મતલબ હતી કે, કંપનીના ૨૪ ડીરેકટરોને માથે ત્રણ માણુસની છુપી કમીટી નીમવી. તથા તે બધાને માથે છ માણુસની એક કમીટી નીમવી. (૨) કલકત્તાની કૌંસીલમાં ૪ ને બદલે ત્રણ સભાસદ રાખવા, ને મુંબાઇ તથા મદ્રાસ માટે પણ કૌંસીલ ઠરાવી. એ બીલ મંજુર થયું.

## લાર્ડ કાર્નવાલીસ-૧૭૮૬--૧૭૯૩

હેસ્ટીંગ્સના ગયા પછી ૨૦ માસ સુધી મેકફર્સન સાહેબે કામ ચલાવ્યું. પછી ૧૭૮૬ માં કાર્નવાલીસ આવ્યો. તેના વખતમાં મુખ્ય બે બનાવ બન્યા.

(૧) **જમાબંધીનો સુધારો**—હેસ્ટીંગ્સના વસુલાત ખાતામાં સુધારો કર્યો હતો તે કામ કાર્નવાલીસે પુરૂ કર્યું. તેણે જમાબંદીના ત્રણ નિયમ બાંધ્યા. (૧) મોટા જમીનદારોએ પોતાના તાબાની જમીનનો કુલ આંકડો સરકારમાં ભરવો. (૨) લોકોએ પોતાના ગામની કુલ ઉપજનો આંકડો સરકારમાં ભરવો. (૩) પ્રત્યેક ખેડુતે પો-

તાની જમીનને માટે ઠરાવેલી વીઘોટી ભરવી. પહેલી રીત બંગા-ળામાં ને ત્રીજી મદ્રાસ તથા મુંબાઈ ઇલાકામાં ચાલેછે.

**(૨) ત્રીજો મહિસુર વિગ્રહ**—૧૭૯૦–ઈંગ્રેજના મિત્ર ત્રાવણકોરના રાજા ઉપર ટાપુએ ચડાઈ કરી તેથી ઇંગ્રેજ ગુસ્સે થયા, ને ઇંગ્રેજોએ નીજામને પોતાના મિત્રનાં નાગ લખી આપ્યાં તેમાં ટીપુનું નામ નહોતું તેથી ટીપુને બહાનું જડયું. કાર્નવાલીસ પંડે લ-ડવા ગયો. શીમોગા અને અરીકેરા આગળ ૧૭૯૧ માં લડાઇ થઈ. તેમાં ટીપુ હાર્યો. ઈંગ્રેજે બેંગલોર તથા નંદીદુર્ગ જીતી લીધાં. પછી ૧૭૯૨ માં શ્રીરંગપટ્ટણ આગળ જબરી લડાઇ થઇ તેમાં ટીપુની હાર થઇ, ને તેણે પોતાનું અડધું રાજ તથા લડાઈના ખર્ચ બદલ ૩ ૩) કરોડ આપી સલાહ કરી. ૧૭૯૨

(૩) કાર્નવાલીસ ૧૭૯૩ માં સ્વદેશ ગયો. હિંદમાં આવેલા અમીરોમાં તે પહેલો હતો. ૧૭૫૮ માં વીશ વર્ષની ઉમ્મરે હિંદ-માં નોકર રહ્યો હતો. તેણે બંગાળા, મદ્રાસ ને મુંબાઈનાં કામ જુદાં પાડયાં, વસુલાત ને ન્યાય ખાતાં જુદાં પાડયાં, તથા કલકત્તામાં હાઈકોર્ટ સ્થાપી.

## સરજાનશોર ૧૭૯૩—-૧૭૯૮.

(૧) એ ૧૭૯૩ માં આવ્યો, તેનો વિચાર એવો હતો કે દે-શી રજવાડામાં હાથ ન ઘાલતાં, સલાહ શાંતીથી કારભાર ચલાવવો. તેણે દેશી રાજાઓને મદદ દીધી નહીં, તેથી નીજામે સીકંદ્રાબાદની છાવણી ઊઠાવી લીધી, તથા ફ્રેંચ સરદાર રાખી લશ્કરને કવાયત શીખ-વવા માંડી.

(૨) કર્ણાટકનો નવાબ મહમદઅલી ૧૭૯૫ માં મરણ પામ્યો. તેના પુત્રને ઇંગ્રેજે ગાદી આપી, પણ તે બરાબર ચલાવી શકયો ન-

હીં, તેથી આગળ જતાં ૧૮૦૧ માં તેનું રાજ્ય લેઈ લીધું. તેમ અયોધ્યાના નવાબ અસોફુદ્દૌલા ૧૭૯૭ માં મુઓ, ને તેની પાછળ ગાદી તકરાર પડી. અંગ્રેજે મરનારના ભાઈ સાદતઅલીને ગાદી આપી ને બીજા ઉમેદવાર વજીરઅલીને કેદ કર્યો. એ પ્રમાણે કારભાર કરી, તે ઈ૦ સ૦ ૧૭૯૮ માં સ્વદેશ ગયો.

## લાર્ડ વેલ્સલી ૧૭૯૮–૧૮૦૫

(૧) એને મોર્નીંગ્ટન પણ કહેછે. તે ૧૭૯૮ માં આવ્યો. તેનો વિચાર એવો હતો કે દેશી રાજ્યોને તાબે કરી, અંગ્રેજી સત્તામાં વધારો કરવો. આગલા ગવર્નરના વખતમાં દેશી રાજાઓને મદદ મળી નહીં, તેથી નીઝામ, ટીપુ, મરેઠા વગેરે ફ્રેંચ ફોજ રાખી મરજી મુજબ વર્તતા હતા. વેલ્સલીએ બધાને તાબે કરવાનો ઠરાવ કર્યો. પ્રથમ નીઝામ સાથે સલાહ કરી તેને પક્ષમાં લીધો. તેણે બીજી યુરોપી પ્રજાને રાજમાં ન રાખવાની સરત કરી. ૧૭૯૮.

(૨) **મહિસુરનો ચોથો વિગ્રહ**—શ્રીરંગપટણની સલાહ થયા પછી ટીપુ વધારે ક્રોધે ભરાયો હતો. તે ફ્રેંચ તથા અફઘાનો જોડે કાગળ લખી, ઇંગ્રેજ સામે થવાની તૈયારી કરતો હતો, તેમ નીઝામના જેવી સંધી કરવાની તેણે ના પાડી, તેથી લડાઈ થઇ. માલવેલી આગળ હારીસે, સદાશીર આગળ સ્ટુઅર્ટે, ને શ્રીરંગપટણ આગળ જનરલ બેયર્ડે ૧૭૯૯ માં તેનો પરાભવ કર્યો. ટીપુ રણમાં પડયો, ને મહિસુરના વિગ્રહનો અંત આવ્યો.

(૩) **ટીપુના રાજની વહેંચણ**—ટીપુનું રાજ ત્રણ ભાગે વહેંચાયું. (૧) શ્રીરંગપટણ અને આજુ બાજુનો ભાગ ઇંગ્રેજે રાખ્યો. (૨) મહિસુરનો ભાગ, આગલા હિંદુ રાજાના વંશને ગાદીએ બેસાડી આપ્યો. (૩) બાકીનો ભાગ નીઝામ, મરેઠા વગેરે મદદગાર રાજાઓને આપ્યો.

કર્નલ વેલ્સલીએ (ગવ-જન-નો ભાઇ) શ્રીરંગપટ્ટણમાં રહી સારી રી-
તે કારભાર ચલાવ્યો. ટીપુના બે પુત્રોને વેલોરમાં કેદ કર્યા. પાછળથી
તેમને કલકત્તે મોકલ્યા હતા.

(૪) ૧૮૦૦ માં સુરતના નવાબને પેન્શન બાંધી આપી સુરત
તથા તેની આજુબાજુનાં ગામ કબજે કર્યાં. તેમ અયોધ્યાનો નવાબ
પોતાની ખંડણીનો આંકડો બરાબર ભરતો નહીં, તેથી તેની પાસે-
થી ઈ૰ સ૦ ૧૮૦૧ માં લખનોરમાં કરાર લખાવી લેઇ હમેશને
માટે વાવ્ય પ્રાંત લીધા. આ વખતે કર્ણાટકના નવાબને તથા તંજા-
વરના રાજાને પણ પેન્શન બાંધી આપી તેમનાં રાજ્ય ખાલસા કર્યાં.

(૫) **બીજો મરાઠા વિગ્રહ**—૧૮૦૩—ટીપુના વિગ્રહમાં મરા-
ઠાએ જોઇએ તેવી મદદ આપી નહોતી. તેમનાં આ વેળા પાંચ મો-
ટાં રાજ્ય હતાં. પેશ્વા, સીંધીઆ, હોલ્કર, ગાયકવાડ ને ભોંસલા.
બધામાં વડો પેશ્વા હતો, પણ તેની સત્તા બરાબર ચાલતી નહો-
તી. હોલ્કરે તેનાપર ૧૮૦૧ માં ચડાઈ કરીને નસાડયો. તેથી તે ઈં
ગ્રેજને શરણે ગયો, અને વસઇ મુકામે ૧૮૦૨ માં સલાહ કરી, પણ
એ સલાહથી સીંધીયા તથા ભોંસલે નારાજ થયા, ને તેમણે ઇંગ્રે-
જની સાથે લડાઈ જોડી, તેને મરાઠી બીજો વિગ્રહ કહેછે.

(૬) **લડાઇની હકીકત**—પ્રથમ આર્થર વેલ્સલીએ અસાઇ
તથા આરગામ આગળ સન ૧૮૦૩ માં બંને મરાઠા રાજાને હરા-
વ્યા, ને અહમદનગર લીધું, તેમ લોર્ડ લેક દિલ્લી તથા આગ્રા લીધાં.
દિલ્લીના આંધળા શાહને આ વખત છોડાવ્યો. પછી સીંધીઆ તથા
ભોંસલાએ હાર થવાથી સલાહનાં કહેણ મોકલ્યાં, તેથી ઇંગ્રેજે સીં-
ધીઆ સાથે સીરજીઅંજે ગામ આગળ ને ભોંસલા સાથે દેવગામ
આગળ ૧૮૦૩ માં સલાહ કરી.

(૭) હોલકર—એ તાબે થયો નહોતો. એણે સીખ તથા ભરતપૂરના રાજા વગેરેને ઉશ્કેર્યાં, ને ઈંગ્રેજને પાંશરો જવાબ દીધો નહીં, તેથી લડાઇ થઇ. પ્રથમ મોન્સનની હાર થઈ, પણ પાછળથી તેણે તથા જનરલ ફ્રેજરે મળીને હોલ્કરને દીગ આગળ ૧૮૦૪ માં હરાવ્યો. ભરતપુરના રાજાએ હોલ્કરને આશરો દીધો હતો, માટે લોર્ડ લેકે તે ગઢ ઘેર્યો, પણ જીતાયો નહીં. ૧૮૦૫. લોર્ડ લેક ૧૮૦૪ માં ફરૂકાબાદ આગળ ફરીથી હોલ્કરને હરાવ્યો, પરંતુ તે તાબે થયો નહીં. એ પ્રમાણે વેલ્સલી સાહેબે વાવ્યપ્રાંત, પુના, મહિસુર વ-ગેરે જીતીને, ઇંગ્રેજી રાજ્યનો વિસ્તાર વધાર્યો, ને પોતાની ધારણા પાર પાડી. તે ૧૮૦૫ માં સ્વદેશ ગયો.

## પ્રકરણ ૧૬ મું.

**લોર્ડ કાર્નવાલીસ બીજીવાર—૧૮૦૫—૧૮૦૫**-વેલ્સલીના ગયા પછી કાર્નવાલીસ બીજીવાર ગવર્નર જનરલના હોદ્દાપર આવ્યો; પણ તેનાથી ઝાઝી મુદત ભોગવટો થયો નહીં, કેમકે લોર્ડ લેકને ગ ળવા જતાં ગાજીપુર આગળ ૧૮૦૫ માં મરણ પામ્યો. તેની જગા કોંસીલના મુખ્ય મેમ્બર સર જયોર્જ બાર્લોને મળી.

**સર જયોર્જ બાર્લો—૧૮૦૫—૧૮૦૭** એણે સલાહ શાંતી-થી રાજ ચલાવ્યું. હોલ્કર આ વખતે સીખ રાજાની મદદ માટે ગયો હતો, પણ મદદ ન મળવાથી તેણે ૧૮૦૫ માં ઇંગ્રેજ સાથે સલાહ કરી. તેમ સીંધીઆએ પણ એજ સાલમાં ફરી સલાહ કરી. વેલ્લો-રના સિપાઇઓએ ટીપુના કુંવરોની શીખવણીથી બંડ ઉઠાવ્યું. તે ગીલેસ્પીએ ઇ૦ સ૦ ૧૮૦૬ માં સમાવ્યું. ટીપુના કુંવરને ત્યાંથી ક-લકત્તે મોકલ્યા. દેશી રાજાઓને મદદ ન આપવાથી તેઓ નાખુશ થયા. બાર્લો ૧૮૦૭ માં સ્વદેશ ગયો.

## લોર્ડ મીન્ટો ૧૮૦૭---૧૮૧૩.

તેણે વેલ્સલીનું જીતેલું રાજ્ય આબાદ કર્યું. તેના વખતમાં ફ્રેન્ચના મારીશ, બુર્બોન બેટ મળ્યા. જાવા પણ તેણે જીત્યો. ૧૮૦૯ આ વખતે રૂશિયન સરકારની બીકથી, સરહદનાં રાજ્યો સાથે સલાહ કરવાને વકીલો મોકલ્યા. પંજાબમાં મેટકાફ, અફઘાનીસ્તાનમાં એલ્ફીન્સ્ટન ને ઇરાનમાં માલ્કમ ગયો. એના વખતમાં કંપનીના પટામાં ૧૮૧૩ માં ફેરફાર થયો. તેમાં કંપનીને ફકત ચીનના વેપારનો પટો આપ્યો, અને હિંદના વેપારની છુટ બધા ઈંગ્રેજોને આપી. તે ૧૮૧૩ માં સ્વદેશ ગયો.

**લોર્ડ હેસ્ટીંગ્સ (મોઇરો)** ૧૮૧૪-૧૮૨૩—એ ૧૮૧૪ માં કલકત્તે આવ્યો. તેના વખતમાં ત્રણ મોટા બનાવ બન્યા. (૧) નેપાળ સાથે વિગ્રહ. (૨) પીંઢારી વીગ્રહ. (૩) છેલ્લો મરાઠી વિગ્રહ.

**૧ ગુર્ખાની લડાઇ**—ચૌદમાં સૈકામાં કનોજનું રાજ તુટયું, તે વારે તેમાંથી એક શાખાએ નેપાળમાં રાજ સ્થાપ્યું હતું. ૧૭૬૭ હાલના રાજાએ સરહદપરનો કેટલોક ઇંગ્રેજી મુલક દબાવ્યો ને ઇંગ્રેજી લશ્કરને નુકશાન કર્યું, તેથી લડાઈ કરવાની જરૂર પડી. પ્રખ્યાત સરદાર ઓકટરલોનીને આગેવાન કર્યો ને તેની સાથે ગીલેસ્પી, વુડ, માર્લી, વીગેરે સરદારો મોકલ્યા. પ્રથમ ગીલેસ્પીને જય ન મળ્યો, પણ ઓકટરલોનીએ નલગઢ લીધો ૧૮૧૪. પછી ત્રણ મોટી લડાઈ થઇ. તેમાં મલુન આગળ ૧૮૧૫, મકવાનપુર આગળ ૧૮૧૬, ને હરિહર આગળ ૧૮૧૬ માં ગુર્ખા હાર્યા. છેવટે સરહદપરનો કેટલોક મુલક આપી ૧૮૧૬ માં તેમણે સેગાઉલી ગામમાં સલાહ કરી.

**૨ પીંઢારી વિગ્રહ**—પીંઢારા એ એક જાતના લૂટારા હતા. તેમનામાં ઘણી જાતો એકઠી થઇ હતી. તેમના ૩ મુખ્ય સરદાર હ-

તા. અમીરખાન, કરીમખાન ને ચીતુ. તેઓનું રહેઠાણ મધ્ય હિંદમાં હતું, પણ ત્યાંથી તેઓ ઘણે દૂર સફર મારતા. હેસ્ટીંગ્સે સવા લાખ માણસનું લશ્કર તેમના નાશ માટે, જુદે જુદે ઠેકાણે રાખ્યું. આખરે તેઓ શરણે આવ્યા. અમીરખાનને ટાંક સંસ્થાનની જાગીર આપી; કરીમખાન ગોરખપુરમાં ગયો; ને ચીતુના વાઘે પ્રાણ લીધા. એમાં સરજાન માલ્કમે સારી મદદ કરી હતી. ૧૮૧૭

૩ **મરેઠી ત્રીજો વિગ્રહ**—એ વખતે પેશ્વા, હોલ્કર ને ભોંસલાએ લડાઇ આરંભી. (૧) **પેશ્વા** વિષે—વસાઇની સલાહ થયા પછી પેશ્વા બાજીરાવ, ઈંગ્રેજ સામે થવાને કાવતરાં કરતો. તેને ત્રીંબકજી નામે ખરાબ મંત્રી હતો. ગાયકવાડે નાણાં સંબંધી હિસાબ કરવાને ગંગાધર શાસ્ત્રીને પુને મોકલ્યો. તેનું ત્રીંબકજીએ ૧૮૧૫ માં પંઢરપુરમાં ખુન કરાવ્યું, પછી અગ્રેજે ત્રીંબકજીને પકડીને કેદ કર્યો ને પેશ્વા સાથે ૧૮૧૭ માં સલાહ કરી, તોપણ તે શાન્ત થયો નહીં. તેણે ઇ૦ સ૦ ૧૮૧૭ માં ઇંગ્રેજ રેસીડેંટ એલ્ફીન્સ્ટનના બંગલાપર હલ્લો કર્યો. તેથી ઇંગ્રજ લશ્કર લડવાને આવ્યું. ખડકી અને કોરેગામ આગળ ૧૮૧૭ માં તથા આષ્ટી આગળ ૧૮૧૮ માં જનરલ સ્મીથે પેશ્વાને હરાવ્યો. બાજીરાવનો પ્રખ્યાત સરદાર બાપુ ગોખલે મરવાથી તે રણભૂમીમાંથી નાઠો પણ આખરે માલ્કમને શરણે આવ્યો. ઈંગ્રેજે તેને આઠ લાખ રૂ. નું પેનસન બાંધી આપી, બીઠુરમાં રાખ્યો, ને પુનાનું રાજ્ય જીતી લેઇ બીજા શાહુનાકુંવર બાળાસાહેબને ઇંગ્રેજના આશરા નિચે સતારાની ગાદીએ બેસાડયો ૧૮૧૮.

૨ **ભોંસલા**—નાગપુરમાં પરસાજી કરીને ગાંડા જેવો રાજા હતો, તેથી તેનો પિતરાઈ આપાસાહેબ કારભાર કરતો. પરસાજીને મારી ૧૮૧૭ માં તે ગાદીએ બેઠો, ને ઈંગ્રેજી સૈન્ય પોતાના રાજ્ય-

માં રાખી તેણે સલાહ કરી પણ પાછળથી તેણે ઇંગ્રેજી રેસીડેન્ટ જેન્કીન્સન ઉપર હલ્લો કર્યો, તેથી અંગ્રેજે તેને જબલપુર તથા નાગપુર આગળ ૧૮૧૭ માં હરાવી સીતાબલ્દીની છાવણીનું રક્ષણ કર્યું. આપા સાહેબ નાઠો, ને તેની જગાએ બીજા રઘુજીને બેસાડયો. તે ૧૮૫૩ માં અપુત્ર મરણ પામવાથી તેનું રાજ્ય ખાલસા કર્યું.

૩ **હોલકર**—જસવંતરાય ૧૮૧૧ માં મુઓ તેની સ્ત્રી તુલસીબાઈએ પોતાના બાળપુત્ર મલ્હારરાવને ગાદીએ બેસાડી કારભાર કરવા માંડયો. તેની મરજી ઈંગ્રેજો સાથે સલાહ રાખવાની હતી, પણ તેના સરદારો વિરૂદ્ધ હતા. તેમણે તુલસીબાઇને મારી નાખી ઇંગ્રેજ સામે લડાઇ જોડી. ઇંગ્રેજ સરદાર સર ટામસ હીસ્લોપે માહીદપુર આગળ હોલ્કરના લશ્કરને હરાવ્યું. ૧૮૧૭. પછી સરદારોએ કેટલોક મુલક આપી ૧૮૧૭ માં મંદેસર આગળ સલાહ કરી. એ પ્રમાણે છેલ્લા મરાઠા વિગ્રહનો અંત આવ્યો. હેસ્ટીંગ્સના વખતમાં ફ્રેંચ, ડચ વગેરેનાં થાણાં પાછાં આપ્યાં, ઇ૦ સ૦ ૧૮૧૯ માં સીંગાપુર મળ્યું, કેળવણી વધી, વર્તમાન પત્ર નીકળ્યાં, ને કેટલાક સુધારા થયા. હેસ્ટીંગ્સ ૧૮૨૩ માં સ્વદેશ ગયો.

## આમહર્સ્ટ ૧૮૨૩---૧૮૨૮

આમ્હર્સ્ટ આવતા પહેલાં મી૦ આદમ્સે કેટલાક દહાડા કામ ચલાવ્યું, પછી આમ્હર્સ્ટ આવ્યો. તેના વખતમાં બે મોટા બનાવ બન્યા.

૧ **બ્રહ્મી વિગ્રહ**—એ બૌદ્ધ ધર્મી રાજ્યનો ઉદય ઇ૦ સ૦. ૧૭૫૦ માં આલોમ્પ્રા નામે સરદારે કર્યો. હાલના રાજાએ શાહપુરી બેટનું ઇંગ્રેજી થાણું ઉઠાડી મૂકયું, ઇંગ્રેજી મુલકમાં નુકશાન કર્યું અને ઈંગ્રેજના મિત્ર કાચારના રાજા ઉપર ચડાઈ કરી, એથી ઇંગ્રેજોને લડાઈ

કરવા જરૂર પડી. રંગુન, પ્રોમ ને પગામ આગળ સર અર્શીબાલ્ડ-કેમ્પબેલ નામે સરદારે તેમને હરાવ્યા. બ્રહ્મી લોકો કાષ્ટકોટથી લડતા. મહાબાંદુલા ને નરકાધિપતિ નામે તેમના પ્રખ્યાત સરદાર હતા. તે બધા ૧૭૨૫ માં હાર્યા, ને આખરે તેમણે લડાઈનું ખરચ તથા આસામ, કકકર, તીનાસરીમ વગેરે પ્રાંત આપી યાન્દાબો ગામમાં સલાહ કરી. ૧૮૨૬.

**૨ ભરતપુરનો ઘેરો**—ત્યાંનો રાજા ૧૮૨૬માં મુઓ. તેના પછી તેનો પુત્ર બળવંતસિંહ બેઠો; પણ તેને ઉઠાડી તેનો પિત્રારાઇ દુર્જનસાલ બેઠો. તેથી ઇંગ્રેજે ખરા વારસનો પક્ષ કરી ભરતપુરને ઘેર્યું. કોમ્બરમીયર નામે બહાદુર સરદારે ભરતપૂરનો ગઢ જીતી લીધો, ને ૧૮૦૫ માં લોર્ડ લેકને મળેલી નામોસી ટાળી. ૧૮૨૭, આમહર્સ્ટ ૧૮૨૮ માં સ્વદેશ ગયો.

## લાર્ડવુલીયમ બેન્ટીંક--૧૮૨૮--૧૮૩૫

એના સાત વર્ષના અમલમાં સુધારા ઘણા થયા (૧) વસુલાત ખાતામાં સુધારો કરી બ્રહ્મી વિગ્રહમાં ૧૪ કરોડ રૂ. નું ખરચ લાગ્યું હતું તેનો ટોટો તેણે માળવી અફીણ અને જમીન ઉપર કર નાંખીને તથા હમેશના ખરચમાં ઘટાડો કરીને પુરો પાડયો.

(૨) સતી થવાનો અટકાવ કર્યો–ધણીની પાછળ હજારો વિધવા બળી મરતી, તે બાબત કલકત્તાના રામમોહનરાયની મદદથી બેન્ટીંકે સુધારો કર્યો, ને એ બાબત કાયદો ઠરાવ્યો કે, એ કામમાં દાખલ થનારને ખુની માફક સજા કરવી. (૩) ફાંસીયા લોકોને વશ કર્યા. એ લોકો ગળે ફાંસો દેઈ માણસોનો માલ લૂટી જતા. બેન્ટીંકે ૧૫૬૨ ઠગને પકડયા, ને તેમની કબુલાતપરથી બીજા પણ પકડાયા. પછી એ લોકોને ધંધે લગાડી, તેમનો ધંધો બંધ પાડયો. એમાં સ્લીમન

સાહેબે સારી મદદ કરી હતી, ૧૮૩૦. (૪) મહિસુર ને કુર્ગની ગોઠવણુ—મહિસુરના રાજ્યનું અંધેર મટાડવા ૧૮૩૦ માં એ રાજનો વહિવટ સરકારે હાથ લીધો. બાળરાજાને ૧૮૮૧ માં તેનું રાજ પાછું સોંપ્યું. કુર્ગનો રાજા જંગલી અને ક્રુર સ્વભાવનો હતો, તેથી રૈયતનું દુઃખ ટાળવા એ રાજ સરકારે ૧૮૩૪ માં ખાલસા કર્યું, ને રાજાને કાશીમાં રાખ્યો. (૫) કંપનીના પટામાં ફેરફાર કરી બેન્ટીંકે ૧૮૩૪ માં નવી સનંદ આપી કે, હીંદ તથા ચીનમાં બધા ઈંગ્રેજોને વેપાર કરવાની છુટ છે, ને કંપનીએ વેપારનું કામ બંધ કરી રાજ સત્તા ચલાવવી. (૬) બીજા સુધારા,—દેશીઓને મોટી નોકરી આપવાનો ધારો કર્યો. કાયદાનું કમીશન લોર્ડ મેકાલેના ઉપરીપણા નીચે ઠરાવી સુધારા કર્યા, આગબોટો શરૂ થઈ, ઈંગ્રેજી નિશાળો સ્થાપી, અને યુરોપમાં જવાનો ટુંકો રસ્તો નીકળ્યો. એ પ્રમાણે સુધારા કરીને બેન્ટીંક ૧૮૩૫ માં સ્વદેશ ગયો.

## સરચારલસ મેટ્કાફ--૧૮૩૫--૧૮૩૬

બેન્ટીંકના ગયા પછી એક વર્ષ સુધી કૌંસીલના મેમ્બર મેટ્કાફે કામ ચલાવ્યું તેણે છાપખાનાને છુટ આપી માન મેળવ્યું. પછી આકલાન્ડ આવ્યો. ૧૮૩૬

## લોર્ડ આકલાન્ડ ૧૮૩૬--૧૮૪૨

એના વખતમાં અફ્ઘાન વિગ્રહ થયો, એ મુખ્ય બનાવ છે. ૧૮૩૭ માં અયોધ્યાનો નવાબ મરણ પામ્યો, ને તેની બેગમે બીજો વારસ ઉભો કર્યો, પણ આકલાન્ડે મરનારના કાકાને કાયમ રાખ્યો. સતારાના રાજા બાળાસાહેબે ફિતુર ઉઠાવ્યું, તેથી તેને ઉઠાડી તેના ભાઈ આપાસાહેબને ગાદી આપી, ૧૮૪૦.

**અફ્ઘાન લડાઇ**—અહમદશાહ અબદલ્લીનું મરણ થયા પછી ગાદીને માટે ઘણી તકરાર થઈ. એવામાં શાહસુજા ગાદીએ બેઠો. મીન્ટોએ સલાહ કરવા વકીલ મોકલ્યો હતો, તે વખતે તેને પદભ્રષ્ટ કરી તેનો ભાઇ મહમદ ગાદી ઉપર બેઠો હતો. ૧૮૦૯ પછી તેને મારી નાખીને ઈ૦ સ૦ ૧૮૨૬ માં તેનો પ્રધાન દોસ્તમહમદ બેઠો. આ વખતે શાહસુજા, ઇંગ્રેજના આશરાથી લુધિઆનામાં રહેતો હતો. રૂશિયન ધાસ્તીને લીધે કેટલાક ઠરાવ કરવા સારૂ આકલાંડે અમીર પાસે ૧૮૩૭ માં કપ્તાન બર્નસને મોકલ્યો, પણ અમીરે તેનું કહેવું સ્વીકાર્યું નહીં, તેથી ઇંગ્રેજોએ શાહસુજાને ગાદી આપવાનું ધાર્યું. આકલાંડે રણજીતસિંહ સાથે ૧૮૩૮ માં સલાહ કરી; અને અંગ્રેજ, શાહસુજા તથા સીખરાજાની ફોજો, બોલનઘાટને રસ્તે અફ્ઘાનિસ્તાનમાં પેઠી ૧૮૩૯. ઇગ્રેજ સરદાર સર જાનકીન હતો. તેણે કંદહાર, ઘિજની અને કાબુલ જીતી લેઈ, ૧૮૩૯ માં શાહસુજાને ગાદીએ બેસાડ્યો. પછી ત્યાં જનરલ સેલ તથા જનરલ નાટના હાથ નીચે થોડું સૈન્ય રાખ્યું. દોસ્તમહમદ બુખારાભણી નાઠો હતો, તે મદદ ન મળવાથી પાછો આવી સામો થયો પણ પરવાન આગળ જનરલ સેલે ૧૮૪૦ માં તેને હરાવ્યો, ને પકડીને હિંદમાં રાખ્યો.

**બીજીવાર તોફાન**—૧૮૪૧—શાહસુજાપર પ્રજાનો પ્રેમ નહોતો, તેથી દોસ્તમહમદના પુત્ર અકબરખાના આગેવાની નીચે, ખીલજી લોકોએ દંગો કર્યો. સેલ તથા નાટ પોતાની જગાઓ સાચવી રહ્યા. બંડખોરોએ સલાહ કરવાનું બહાનું કાઢી, અંગ્રેજ વકીલ મેકનોટનનું ખુન કર્યું. ૧૮૪૧, તેમ શાહસુજાને પણ મારી નાખ્યો. પરડા એલ્ફીન્સ્ટને નામોશી ભરેલા કરાર કર્યા ત્યારે, અકબરખાંએ તેમને સુખે જવા દેવાનું વચન આપ્યું, પણ તે તેણે પાળ્યું નહીં.

અને ૧૮૪૨ ના જાનેવારીમાં કાબુલ છોડી બધું લશ્કર હિંદમાં જતું હતું, તેમનાપર અફઘાનોએ હલ્લો કર્યો. તેમાં ઘણાં માણસ ભૂખ તરસથી માર્યાં ગયાં, ને લેડી સેલ, લેડી મેકનોટન, એલ્ફીન્સ્ટન વગેરે કેદ પકડાયા. ફક્ત ડોકટર બ્રાઈડોન એકલો બચ્યો તેણે જલાલાબાદમાં જઈ સેલને બધી બીના કહી. એટલી બીના બન્યા પછી આકલાન્ડ સ્વદેશ ગયો. ૧૮૪૦-એના વખતમાં ચીનદેશ સાથે લડાઈ થઈ હતી.

**ચીનની લડાઇ**—૧૮૪૦—૧૮૪૨-હિંદુસ્તાનમાંથી ઘણું અફીણ ચીન જતું, તેથી લોકો ખરાબ થતા. એ હરકત ટાળવાને માટે ચીનના લોકોએ એ વેપાર બંધ પડાવ્યો, તોપણ ઈંગ્રેજ વેપારીઓ જુલમથી જતા. એથી ચીનના મહારાજે ગુસ્સે થઇને તેમની અફીણની પેટીઓનો નાશ કર્યો. એ કારણથી લડાઇ જાગી. ૧૮૪૦માં ગોફ સાહેબે તેમને હરાવ્યા, ને હોંગકોંગ બેટ લીધો, તથા કંતાન વગેરે ચાર બંદરોમાં વેપાર કરવાની મંજુરીલીધી. ઇ. સ. ૧૮૪૨.

---

## પ્રકરણ ૧૭ મું.

**લોર્ડ એલેન્બરો**—૧૮૪૨—૧૮૪૪ એણે આવીને અકબરખાંએ કરેલા અપમાનનું સારું વાળવાની તૈયારી કરી ૧૮૪૨. જનરલ સેલ જલાલાબાદમાં ટકીરહ્યો હતો, તેની મદદે જનરલ પોલોક; અને જનરલ નોટ કંદહારમાં હતો, તેની મદદે જનરલ ઈંગ્લાંડને મોકલ્યો. બંને ફોજોએ મળીને કાબુલપર સ્વારી કરી, અને તે શેહેર લઈ બંડખોરોને હરાવ્યા. અકબરખાંએ જેના હવાલામાં ઈંગ્રેજ બંધીવાન સોંપ્યા હતા, તેણે લાંચ લઈ તેમને છોડી મૂકયા. શાહસુજા મરી ગયો હતો, તેથી બીજા કોઇ માટે લડવાનું રહ્યું નહીં. બુઢો એલ્ફીન્સ્ટન કેદખાનાંમાં મુઓ હતો. એ દેશમાં ફરીને હાથ ઘાલવાનું

માંડીવાળી ઇંગ્રેજી સૈન્ય હિંદમાં પાછું આવ્યું. સપ્ટેંબર ૧૮૪૨, એ-
માં પ્રહ્મી લડાઇ જેટલાં માણસ (૨૦ હજાર) મુઆં ને ૧૫ કરોડ રૂ.
ખર્ચ થયું.

**સીંધ વિગ્રહ—૧૮૪૨—**અફઘાન લડાઈ બંધ પડયા પછી
સિંધ સાથે લડાઈ જાગી. અફ્ઘાન લડાઇ વખતે મુંબાઇના લશ્કરને
સિંધમાં થઇને જતાં અમીરોએ હરકત કરી હતી, તેથી તેમની સાથે
લડાઇ થઇ. પ્રથમ સરજેમ્સ ઔટ્રામને સમાધાન કરવા અમીરો
પાસે મોકલ્યો, પણ તેમણે માન્યું નહીં તેથી હૈદ્રાબાદ અને મીઆની
આગળ ૧૮૪૩ માં સરચાલ્સૅનેપીયરે તેમને ભારે હાર ખવરાવી,
સિંધ દેશ ખાલસા કર્યો. ૧૮૪૩.

**ૃ૩ સીંધીઆ સાથે બીજો વિગ્રહ—**આ વખતે જનકોજી
સીંધીઆ મરણ પામ્યો, ને તેની સ્ત્રી તારાબાઈએ જીયાજીરાવને દ-
ત્તક લેઇ કારભાર કરવા માંડયો, પણ તેને ઇંગ્રેજના નીમેલા કારભારીઓ
સાથે બન્યું નહીં, જેથી લડાઈ કરવી પડી. મહારાજપુર આગળ
લોર્ડ ગોફ઼ે, અને પનિઆર આગળ જનરલ ગ્રે સાહેબે ૧૮૪૩
માં સીંધીઆનુ લશ્કર હરાવ્યું, પછી તેમણે સલાહ કરી. ૧૮૪૪

## લોર્ડ હારડીંગ ૧૮૪૪-૧૮૪૮

એ ૧૮૪૪ માં આવ્યો. યુરોપની એક લડાઇમાં તેનો એક
હાથ કપાઈ ગયો હતો. તે બાહાદુર લડવૈયો હતો. તેના વખતમાં સી-
ખ સાથે લડાઈ થઇ.

**સીખનો હકીકત—**સીખ લોકો નાનકપંથી છે. તેનો મુળ પુ-
રૂષ નાનક (કબીરનો ચેલો.) ૧૪૯૬ માં જનમ્યો. તેની પછી દશ-
મો ગુરૂ ગોવિંદસિંહ કરીને થયો જેણે મૂગલ લોક સાથે જબરા જં-
ગ મચાવ્યા હતા. તેમણે ધીમે ધીમે નાનાં રાજ્ય સ્થાપ્યાં કેટલીક

મૂદતે તેમાં રણજીતસિંહ કરીને બાહાદુર રાજા પેદા થયો. તેનો જન્મ ૧૭૮૦ માં થયો, ને તે ૧૮૦૦ માં ગાદીએ બેઠો. તેણે પોતાનું લશ્કર સારૂં કેળવ્યું. તેનું રાજ્ય પંજાબમાં હતું. તેની સાથે ૧૮૦૯ માં લોર્ડ મીન્ટોએ સલાહ કરી હતી, તે તેણે પોતાના મરણ સુધી પાળી. ૧૮૩૯. ત્યાર પછી રાજ્યમાં ગરબડ થઈ. છેવટે ૧૮૪૩ માં તેનો આઠ વર્ષનો કુંવર દુલિપસિંહ બેઠો, ને તેની મા ચંદાકુંવરે ખાલસા નામે સભા ઠરાવી કારભાર કરવા માંડયો. તેમાં તેનો પ્રધાન લાલસિંહ, ભાઈ જુવારસિંગ, જામુનો રાજા ગુલાબસિંહ તથા છત્રસિંહ નામે સેનાપતિ, એટલા સામેલ હતા. પછીલશ્કરી બળ વધી પડવાથી તે ઈંગ્રેજી સરહદપર લડવાને આવ્યુ, તેથી ઈંગ્રેજો પણ તૈયાર થયા. મુડકી અને ફીરોઝપુર આગળ ૧૮૪૫ માં ને અલિવાળ તથા સોબ્રાન આગળ ૧૮૪૬ માં જબરી લડાઇઓ થઈ. તેમાં સીખ હાર્યા, ને તેમણે સલાહનું કહેણ મોકલાવ્યું. સીખના સરદાર શ્યામસિંહ, તેજસિંહ, ગુલાબસિંહ ને લાલસિંહ હતા. ઇંગ્રેજના સર હેનરીસ્મીથ, તથા લોર્ડ ગોફ, એ પ્રખ્યાત સરદાર હતા. ૧૮૪૬ માં લાહોર મુકામે સલાહ થઈ ને ત્યાં હેનરી લારેન્સને નીમ્યો રોકડ નાણું ન હોવાથી કાશ્મીર અને હઝારા પ્રાંત લડાઈના ખર્ચ પેટે મળ્યા. તેમાંથી કાશ્મીર ગુલાબસિંગને એક કરોડ રૂપીએ વેચ્યો.

પાછળથી શાન્તીના વખતમાં હાર્ડીંગે સતી થવાનો તથા ફાંસીયા લોકોનો અટકાવ કર્યો, ઓઢીઆ ને મધ્ય હિંદના અનાર્ય લોક નરમેધ કરતા તે બંધ પાડયું, છોકરીઓને દુધ પીતી કરવાનો રીવાજ અટકાવ્યો. વગેરે સુધારા કરી ૧૮૪૮ માં તે સ્વદેશ ગયો.

## લોર્ડ ડેલૌઝી ૧૮૪૮--૧૮૫૬

એ ૧૮૪૮ માં કલકત્તે આવ્યો. તેના વખતમાં ૪ મોટા બનાવ

બન્યા. (૧) બીજો સીખ વિગ્રહ. (૨) બીજો બ્રહ્મી વિગ્રહ (૩) નાગપુર વગેરે રાજ્યોનું ખાલસા થવું. (૪) રેલવે વગેરે સુધારાનાં કામ.

(૧) **બીજો સીખ વિગ્રહ**—મુલતાનના સુબા લાલા મુળરાજે તોફાન મચાવી, ઇંગ્રેજ સામે થવાની તૈયારી કરી તથા ઇંગ્રેજના બે અમલદારોને મારી નાંખ્યા, તેથી બીજો સીખ વિગ્રહ શરૂ થયો. સરએડવર્ડ તથા લોર્ડ ગોફ, એ બે ઇંગ્રેજી સરદાર હતા. અને શેરસિંગ, છત્રસિંહ તથા મુળરાજ, એ સીખ સરદાર હતા. ફીરોઝ, સદુસેનને રામનગર આગળ ૧૮૪૮ માં, ને ચીનીયનવલ્લા તથા ગુજરાત આગળ ૧૮૪૯ માં મોટી લડાઈ થઇ. તેમાંની ચીનીયનવલ્લાની લડાઇમાં ઇંગ્રેજને ઘણું નુકશાન થયું, ને એથી હિંદુસ્તાન તથા ઈંગ્લાંડમાં ભારે ગભરાટ થયો, પણ પાછળથી ગુજરાતની લડાઈમાં લોર્ડ ગોફે સીખનો પરાભવ કર્યો તેથી ઈંગ્રેજની ફતેહ થઈ. છેવટે પંજાબને ૧૮૪૯ માં ખાલસા કર્યું, ને દુલિપસિંહને ૫૮૦૦૦૦ વર્ષાસન બાંધી આપ્યું. હાલ તે ઈંગ્રેજથી રીસાઈને રૂશિયામાં ગયો છે. પંજાબ જીત્યા પછી ત્યાંની રૈયતનાં હથિયાર લઈ લીધાં, ને સડકો વીગેરે બંધાવી સુધારો કર્યો. સરરાબર્ટ નેપીઅર તથા સરજાન લારેન્સે ત્યાં સારૂં માન મેળવ્યું.

(૨) **બીજો બ્રહ્મી વિગ્રહ**—રંગુનના સૂબાએ ઇંગ્રેજ વેપારીઓને નુકશાન કર્યું, ને તે બાબત આવાના રાજા પાસે એક વકીલ મોકલ્યો તેનું કહેવું માન્યું નહીં, તેથી લડાઇ થઈ. લેમ્બર્ટ તથા જનરલ ગોડવીનને ફોજ આપી મોકલ્યા. તેમાં રંગુન અને પેગુ આગળ ૧૮૫૨ માં જનરલ ગોડવીને તેમને હરાવ્યા ને આગળ મળેલા આસામ વીગેરે પ્રાંતમાં પેગુ ખાલસા કરી ઉમેર્યો. ૧૮૫૨-ઇંગ્રેજી રાજના આશરા તળે આવવાથી રંગુન,આમહર્સ્ટ, અકયાબ વગેરે શહેરો વસ્તી અને વે-

પારમાં વધી ગયાં, તથા રૈયતને ઘણું સુખ મળ્યું.

**(૩) ખાલસા કરેલાં રાજ્ય**—લાર્ડ ડૈલાજીએ દત્તપુત્રનો હક્ક કાઢી નાંખી, તથા ખરાબ વર્તણુકવાળાને ઉઠાડી મૂકી ઘણા દેશી રાજ્ય ખાલસા કર્યાં, જેના પોકારથી ૧૮૫૭ માં જબરૂ ફૂંડ જાગ્યું (૧) સતારા—આંહીનો રાજા આપાસાહેબ ૧૮૪૮ માં અપુત્ર મુઓ, તેને દત્તપુત્ર ન લેવા દીધો, ને તે રાજ્ય ૧૮૪૯ માં ખાલસા કર્યું. (૨) ઝાંસી—એ રાજ્યનો વારસ નહી હોવાથી લેઇ લીધું. ૧૮૫૩. (૩) નાગપુર—રઘુજી બીજો ૧૮૫૩ માં અપુત્ર મુવો. જેથી આ રાજ્ય ખાલસા કર્યું. જેનો હાલ મધ્ય પ્રાંત બન્યો છે. (૪) વરાડ—નીજામને ત્યાં ઇંગ્રેજનુ કંટીજન્ટ લશ્કર રહેતું, તેના ખર્ચ પેટે ૧૮૫૩માં વરાડ લીધો. (૫) કરણાટકનો નવાબ, તાંજોરનો રાજા અને પુનાનો પેશ્વા એ ૧૮૫૩ માં મરણ પામ્યા, તેથી તેમને મળતાં પેનશન બંધ કર્યાં તેમાં પહેલા એના કુટુંબને થોડી જીવાઇ બાંધીઆપી, પણ બાજીરાવના પુત્ર નાનાસાહેબ પાસે તેના બાપની મિલકત ઘણી હતી તેથી તેને કંઇ આપ્યું નહીં, એથી તે બળવામાં સામેલ થયો. (૬) અયોધ્યા—અહીંનો નવાબ વાજીદઅલ્લી હતો, તેના રાજમાં ઘણું અંધેર ચાલતું. સરકારે તેને રાજપરથી હાથ ઉઠાવા ૧૮૫૫ માં લખ્યું, પણ તેણે માન્યું નહીં, તેથી ડૈલાજીએ કોર્ટ ઓફ ડીરેકટરના અનુમતથી તે રાજ ૧૮૫૬ ના ફેબ્રુઆરીમાં ખાલસા કર્યું. ત્યાંના રેસીડેંટ જેમ્સ ઔટ્રામને બધો કારભાર સોંપ્યો, ને રૈયતનું દુઃખ ટાળ્યું. નવાબને બાર લાખનું વર્ષાશન બાંધી કલકત્તે રાખ્યો. તે ત્યાં ૧૮૮૭ માં મરણ પામ્યો.

**૪ સુધારા**—તેના વખતમાં પહેલ વહેલી રેલવે બંધાઇ, તાર નંખાયા, જાહેર બાંધ કામનુ ખાતુ કાઢી, ખેતીના લાભને માટે નહેરો

બંધાવી, વગેરે ઘણા સુધારા થયા; પણ તેણે ખાલસા કરેલાં દેશી રાજના ગુમાટથી ઈ૦ સ૦ ૧૮૫૭ નો બળવો ઉઠગો, તેથી તેના કારભારને જરા ઝાંખ લાગી. તે ૧૮૫૬ ના માર્ચમાં સ્વદેશ ગયો, ને ત્યાં ૧૮૬૦ માં ૪૮ વરસની ઉંમરે ગત થયો. તે હિંદના રાજ્ય કર્તાઓમાં સૌથી પ્રખ્યાત હતો, તેના વખતમાં ૧૮૫૩ માં કંપની ના પટામાં ફેરફાર થયો. તેમાં ત્રીસને બદલે ૧૮ ડીરેક્ટર રાખ્યા, બંગાળામાં લેફ્ટેનેન્ટ ગવર્નર નીમ્યો; સીવીલ સર્વીસની પરીક્ષા હીંદુસ્તાન માટે ખુલ્લી મુકી, ને આજસુધી પટાની હદ જે વીસ વરસની હતી તે પાર્લામેન્ટે મરજી મુજબ રાખી.

૯ **લોર્ડ કેનીંગ**—૧૮૫૬-૧૮૬૧ એ ૧૮૫૬ માં આવ્યો. તેના વખતમાં ૧૮૫૭ નો બળવો થયો એ મુખ્ય બનાવ છે.

**બળવાનાં કારણ** (૧) સિપાઇઓને હુકમ કર્યો કે તેમણે સરકાર મોકલે ત્યાં જઈ નોકરી કરવી (૨) દેશી રાજાઓના દત્તપુત્ર લેવાના હક્ક ડુબ્યા, તથા રાજના અંધેર માટે રાજ્ય જવા માંડયાં. જેથી દેશી રાજાઓનાં મન ઉંચાં થયાં. (૩) હીંદુ તથા મુસલમાનને ખ્રિસ્તિ કરવાની ગપો ચાલી; તે એવી રીતે કે બંદુકમાં નાંખવાની કાર્તુસો, જે દાંતવડે ખોલવી પડે છે, તેને ગાય અને સુવરની ચરબી ચોપડેલી છે. (૪) લશ્કરમાં બુદ્ધીવાન અમલદારોની ખોટ વગેરે કારણથી બળવો શરૂ થયો.

૨ **બળવામાં સામેલ માણસો**—(૧) બાજીરાવનો દત્ત પુત્ર ધુન્ડુપંથ કે નાના સાહેબ. (૨) દિલ્લિનો બાદશાહ મહમદ બહાદુરશાહ અને તેના બે પુત્રો. (૩) અયોધ્યાની બેગમ. (૪) ઝાંસીની રાણી. (૫) તાત્યા ટોપી. (૬) બરેલીનો નવાબ. (૭) દેશી લશ્કર તથા રૈયત.

**૩ બળવો સમાવનાર**—(૧) હેનરી લારેન્સ, (૨) સરજાન લારેન્સ. (૩) જનરલ હેવલોક. (૪) જન. ઑટ્રામ. (૫) એડવર્ડ (૬) નીકલ્સન (૭) સેનાધિપતિ કેમ્પબેલ (૮) હડસન (૯) નીલ (૧૦) રોઝ.

**૪ હકીકત**—પ્રથમ ૧૮૫૭ ના મે માસમાં મીરતના સિપાઇઓએ બળવો ઉઠાવ્યો, છાવણીમાં તોફાન મચાવી, તેઓ દિલ્લી તરફના દેશી લશ્કરને ઉશ્કેરવાને ધાયા. આ વખતે મીરતના સરદારોએ તાર કરી દિલ્લી ખબર મોકલી, પણ સામગ્રી છતાં તેઓએ કંઈ કરયું નહીં દીલ્લીના ઈંગ્રેજી અમલદારોએ દારૂખાનું સળગાવી દીધું, કે તે દુશ્મનના હાથમાં ન જાય. એ પ્રમાણે બંડખોરોનું મુખ્ય સ્થળ દિલ્લી થયું ત્યાંથી વાવ્યપ્રાંત, અયોધ્યા ને બંગાળામાં બંડ જાગ્યાં, દરેક ઠેકાણે યુરોપી સ્ત્રી પુરૂષોની કતલ ચાલી ને અમલદારોને ખોટાં વચન આપી પકડયા. પંજાબના કમીશ્નર સરજાન લારેન્સે તથા તેના મદદગાર એડવર્ડ અને નીકલ્સને શીખ ફોજને કબજે રાખી, અને ત્યાંથી દિલ્લી તરફ મદદ મોકલી. બંગાળી ફોજ જુદે જુદે ઠેકાણે વેરાઈ ગઇ. દક્ષિણે નીજામની ફોજ, સર સાલારજંગ પ્રધાનના દાબથી વફાદાર રહી, તેમ મુંબાઇ અને મદ્રાસની ફોજ પણ શાન્ત રહી હતી.

**૫ કાનપુરનું બંડ**—અહીંનો આગેવાન નાના સાહેબ હતો. તે બળવાખોરનો આગેવાન થઈ, ૧૮૫૭ ના જુન માસમાં બહાર પડયો. તેણે ૪૫૦ અંગ્રેજોને અલ્લાહબાદ સુધી સુખે લેઈ જવાનું વચન આપી નદીમાં મરાવ્યા, તથા ૧૨૫ માણસને કેદ કર્યાં. જનરલ હેવલોકે એ બંડ સમાવ્યું ૧૮૫૭.

**૬ લખનોર**—અહીંની બેગમ મુખ્ય આગેવાન હતી. અહીં-

ના કમીશ્નર હેનરી લારેન્સે, અગાઉથી ચેતીને છાવણી મજબુત કરી રાખી હતી. જુલાઇ માસમાં તેણે બળવાખોરો સામે બાથ ભીડી, પણ તે મરાયો; પાછળથી હેવલોક તથા ઔટ્રામે આવી બચાવ કર્યો, ને છેવટે કેમ્પબેલે આવી શાંન્તી કરી. એમાં નીલ તથા હેવલોક મરાયા, નવેમ્બર ૧૮૫૭

૭ દિલ્હી—અહીંઆં મીરતના બંડખોરોએ, બાદશાહને ઉભો કરી તોફાન મચાવ્યું. બળવાખોરોનું ૩૦ હજાર અને ઇંગ્રેજનું ૮ હજાર લશ્કર હતું. પંજાબથી નીકલ્સને આવી ટક્કર લીધી, પણ તે મુઓ. હડસન નામે સરદારે, બાદશાહ તથા તેના બે પુત્રોને પકડયા. પાદશાહને પાછળથી રંગુન મોકલ્યો, ને કુવરોને તોપે ઉડાવ્યા.

(૮) અયોધ્યા—સર કેમ્પબેલે (લૉર્ડકલૈડ) અહીં એકઠાં થએલાં નાના સાહેબ, અયોધ્યાની બેગમ, બરેલીનો નવાબ, રોહીલા વગેરેને હરાવી, અયોધ્યા તાબે કર્યો. આ વખતે નેપાળના પ્રધાન સર જંગબાહાદુરે સારી મદદ કરી હતી ઈ૦ સ૦ ૧૮૫૯ ના ફેબ્રુઆરી સુધીમાં બધું શાન્ત થયું.

(૯) મધ્ય હિંદનુ બંડ—અહીં ઝાંસીની રાણી તથા નાના સાહેબનો ભત્રિજો તાત્યાટોપી મુખ્ય હતાં. ૧૮૫૭ ના અકટોબરમાં સીંધીયાની કટીંજંટ ફોજે તોફાન મચાવ્યું, તેમાં તેઓ સામેલ થયાં, ને ગ્વાલીયર જીતી સીંધીયાને નસાડયો. ૧૮૫૮. એ બંડ સમાવવાને સરહ્યુરોઝ આવ્યો. તાત્યો કાલ્પી આગળ હારી નાસી ગયો. અને ઝાંસીની રાણી ગ્વાલીયર આગળ હારી રણમાં પડી. જુન ૧૮૫૮. તાત્યો પાછળથી પકડાયો ત્યારે તેને ઇ. સ. ૧૮૫૯ના એપ્રિલમાં ફાંસી દીધી. એ પ્રમાણે બધું શાન્ત કરી, સીંધીઆને ગાદીએ બેસાડયો.

ઉપર પ્રમાણે બધે શાન્તી થઇ ગઈ, ને નાનાસાહેબ નેપાળ તરફ નાઠો. આ બંડમાં નીઝામ, સીંધીયા, શીખ, ગાયકવાડ, ભાવલપૂરનો નવાબ, ગુર્ખા અને સતારાના રાજા તરફથી સરકારને સારી મદદ મળી હતી.

(૧૦) **રાજ્ય નીતીમાં ફેરફાર**—(૧) બળવો સમ્યા પછી પાર્લમેંટે, કંપની પાસેથી રાજ્યકારભાર લેઈને રાજાને સોંપ્યો. (૨) હિંદુસ્તાન ખાતાનો એક સેક્રેટરી વિલાયતમાં નીમ્યો, ને તેને મદદ કરવા ૧૫ સભાસદ નીમ્યા (૩) હિંદુસ્તાનના ગવનર જનરલને વાઇસરૉયનો ઈલકાબ મળ્યો. (૪) હિંદનું યુરોપી લશ્કર ઈંગ્રેજી મોટી સૈન્યમાં ભેળી દીધું, વહાણનું લશ્કર કાઢી નાંખ્યું. (૫) દરેક ઇલાકામાં હાઇકોર્ટ સ્થાપી.

(૧૧) **માહારાણીનું જાહેરનામું**—બળવો સમ્યા પછી મહારાણીએ, હિંદુસ્તાનનાં રાજા રૈયતને શાંન્ત પાડવા માટે મોટું જાહેરનામું પ્રગટ કર્યું. તેમાં દત્તપુત્રલેવાના, ધર્મ કે જાતિભેદ ઉપર આધાર ન રાખી મોટી નોકરી આપવાની, તથા બીજા કેટલાક રઈયતને લાભકારી ઠરાવ હતા એ જાહેરનામું ૧૮૫૮ ના નવેમ્બર માસની પહેલી તારીખે, હિંદુસ્તાનના દરેક મોટા શેહેરમાં વાંચવામાં આવ્યું હતું.

(૧૨) **ઇરાન સાથે વિગ્રહ**—૧૮૫૭ ઇરાની શાહને ઇંગ્રેજોએ હેરાત જીતવા દીધું નહોતુ, તેથી તે ગુસ્સે થયો હતો. હમણાં તે ઇંગ્રેજ અમલદારોને અપમાન આપવા લાગ્યો. જેથી જનરલ ઑટ્રામે ચડાઈ કરી તેને નરમ પાડયો ૧૮૫૭. અપમાન માટે શાહે માફ માગી અને હેરાત તથા અફ્ઘાનીસ્તાન ઉપરથી હક ઉઠાવ્યો.

(૧૩) **બીજો ચીન વિગ્રહ**—કંતાનના સુબાએ અંગ્રેજ વે-

પારીઓને નુકશાન કર્યું, તેથી ઇંગ્લાંડથી એલ્જીનને લડવા મોકલ્યો. તેણે ચીના લોકોને હરાવ્યા, ને ચીનનાં પાંચ બંદરોમાં યુરોપની મુખ્ય પ્રજાને વેપાર કરવાની મંજુરી લીધી ૧૮૫૭. એલ્જીને બળવામાં મદદ આપી હતી.

(૧૪) **વિશેષ હકીકત**—બળવાના સંબંધમાં આશરે પચાસ કરોડ રૂ. નું ખરચ થયું. તે ખોટ પૂરી પાડવાને, વિલાયતના વસુલાત ખાતાનો ઉપરી મી૦ વીલસન હિંદમાં આવ્યો. તેણે કમાણી તથા ધંધાપર વેરો નાખ્યો, ને જકાત લેવાની રીત સુધારી. એવામાં તેનું મરણ થયું. ૧૮૬૦ માં ફોજદારી કાયદો મંજુર થયો. ૧૮૬૧ માં ફોજદારી અને દીવાની વહિવટના કાયદા મંજુર થયા. દયાળુ કાનીંગે બળવામાં જે શાન્ત રીતભાત ચલાવી હતી, તે વખાણવા લાયક હતી. એ ૧૮૬૨ ના માર્ચમાં સ્વદેશ ગયો ને જુનમાં મરણ પામ્યો.

---

## પ્રકરણ ૧૮ મું.

**લોર્ડ એલ્જીન**—૧૮૬૨–૧૮૬૩–એ સન ૧૮૬૨ ના માર્ચમાં આવ્યો. તેણે કાયદા બાંધવાને, ૩ દેશી ગૃહસ્થ તથા ૩ ઈંગ્રેજ બેપારીઓની કૌંસીલ ઠરાવી-વાયવ્ય તરફ વાહાબી લોકે તોફાન કર્યું તે સમાવ્યું. અમેરિકાનું રૂ, ઇંગ્લાંડ નહીં જવાથી હિંદુસ્તાનના રૂની કીંમત ઘણી વધી, ને સટ્ટા ચાલ્યા. ૧૮૬૩ ના નવેમ્બરમાં સીમલા આગળ એલ્જીન ગત થયો.

**લોર્ડ લારેન્સ**—૧૮૬૩—૧૬૬૯–તે સન ૧૮૬૪ ની શરૂઆતે કલકતે આવ્યો, તેના વખતમાં મુખ્ય ત્રણ બનાવ બન્યા.

**૧ ભુતાનપર ચડાઇ**—આસામની તળેટીએ આવેલા દુવાર પરગણાને માટે, ભૂતાનના રાજાને સરકાર કેટલાંકે નાણાં આપતી

પણ તે રાજી નહોતો, તેથી તેણે લડાઈ કરી તેમાં ઈંગ્રેજને હાની થઈ. આખરે પચીસ હજાર રૂ આપવા કરી પરગણું તાબે લેઈ સલાહ કરી ૧૮૬૪.

૨ **ઓઢીઆનો દુકાળ**—૧૮૬૬ માં ઓઢીઆ પ્રાંતમાં દુકાળ પડયો, તેથી સરકારે રેલવે વગેરે નવાં કારખાનાં કાઢયાં, ને દુકાળની જવાબદારી ઇંગ્રેજ અધિકારીઓને માથે ઠરાવી.

૩ **પરચુરણ**—કાઠિયાવાડમાં ગાયકવાડ તાબાના વાઘેર લોકે બંડ કર્યું, તે સમાવ્યું. કાબુલ દોસ્તમહમદ ઈ૦ સ૦ ૧૮૬૩ માં મુઓ, તેના કુંવરોમાં લડાલડી થયા પછી શેરઅલીએ ગાદી લીધી ને લારેન્સે તેને કાબુલ રાખ્યો, રના સટ્ટા ચાલવાથી ખરાબી થઇ. અયોધ્યાના ખેડુતને માટે કાયદો કરી હક આપ્યા, એ પ્રમાણે કારભાર કરી ૧૮૬૮ ની આખરે સ્વદેશ ગયો. તેણે હિંદુસ્તાનમાં ઘણાં હોદ્દા ભોગવ્યા હતા. તે લંડનમાં ૧૮૭૯ માં મરણ પામ્યો.

**લોર્ડ મેયો**—૧૮૬૯—૧૮૭૨-એ ૧૮૬૯ના આરંભે કલકતે આવ્યો શેરઅલીને માટે અંબાલામાં દરબાર ભરી, તેને માનપુર્વક અમીર માન્યો, ઈ૦ સ૦ ૧૮૬૯. એ સાલની આખરે મહારાણીના કુંવર ડયુક ઓફ એડીનબરો હિંદમાં આવ્યા તેમને રાજા રજવાડાએ સારૂં માન આપ્યું.

**સુધારો**—ખેતીવાડીનું નવું ખાતું કાઢયું. પ્રાંતવાર ઉપજ ખર્ચની રીત ચાલુ કરીને, દેશની ઉપજમાં વધારો કર્યો, મીઠાની જકાતમાં સુધારો કર્યો, રેલવે, સડક, નહેરો વગેરે બંધાવ્યાં. પછી તે આન્ડમાન બેટમાં કેદીઓની તપાસ માટે ગયો, ત્યાં એક દુષ્ટ અફધાન કેદીએ બીનકારણે તેનો ઘાત કર્યો. ૧૮૭૨ ફેબ્રુઆરી.

**લોર્ડ નાર્થબ્રુક**—૧૮૭૨—૧૮૭૬-તેણે આવીને પ્રથમ નીચલા

બંગાળામાં પડેલો દુકાળ મટાડયો. ૧૮૦૪

**ગાયકવાડ કેસ**—વડોદરામાં મલ્હાવરાવ ગાયકવાડ ગાદીપર હતો. તેનાપર ખરાબરીતે રાજ્ય ચલાવ્યાનું તથા વડોદરાના રેસીડેન્ટ કર્નલ ફેર સાહેબને ઝેર દીધાનું તહોમત આવ્યું ૧૮૭૫. એ બાબત ત્રણ દેશી તથા ત્રણ ઇંગ્રેજી અધિકારીઓની મારફત તપાસ ચાલી. તેમાં દેશીના મનમાં ગુનો લાગ્યોનહીં, પણ ઈંગ્રેજોને લાગ્યો, ને વાઇસરાયનો વિચાર પણ ઈંગ્રેજોને મળતોજ હતો, તેથી તેને પદભ્રષ્ટ કરી મદ્રાસમાં કેદ કર્યો ૧૮૭૫, ને તેની ગાદી હાલના શિયાજીરાવ ગાયકવાડને આપી. મહારાણીના વડા કુંવર પ્રીન્સ ઓફ વેલ્સ સન ૧૮૭૫ ના નવેમ્બરમાં હિંદમાં પધાર્યા. તેમને રાજા રૈયતે ઘણું માન આપ્યું. નોર્થબ્રુક ૧૮૭૬ માં પોતાની પાંચ વર્ષની મુદત પુરી થયા પહેલાં સ્વદેશ ગયો.

**લોર્ડ લીટન—૧૮૭૬—૧૮૮૦**-એ ઇ૦ સ૦ ૧૮૭૬ માં આવ્યો. તેના વખતમાં ત્રણ મોટા બનાવ બન્યા.

**૧ દિલ્હીનું દરબાર**—૧૮૭૭ ના જાનેવારીની પહેલી તારીખે, હિંદુસ્તાનની પ્રાચીન રાજધાની દિલ્લીમાં, મોટા મોટા રાજા, નવાબ સરકારી અમલદારો, દેશી ગ્રહસ્થો, વગેરેને તેડાવ્યા; અને મહારાણીએ" કૈસરેહિંદ " પદ ધારણ કરયું તે વાંચી સંભળાવ્યું. હિંદુસ્તાનમાં આ કામ પહેલું થયું.

**(૨) દુકાળ અને વેરા**-૧૮૭૭ ની સાલમાં મદ્રાસ ઇલાકાના દક્ષિણ ભાગમાં દુકાળ પડયો તેમાં ૫રાા લાખ આદમી મુઆં; ને ૧૧ કરોડ રૂ, નું ખર્ચ સરકારને થયું ૧૮૭૮ માં એ ખોટ પૂરી પાડવાને માટે, ધંધા રોજગાર ઉપર વેરો નાંખ્યો (લાઇસન્સટેક્સ) ને મુંબાઇ અને મદ્રાસ ઈલાકામાં મીઠાની કીંમત વધારી.

માન્ચેસ્ટરના વેપારીઓની ફરિયાદપરથી વિલાયતી સુતરાઉ કાપડની જકાત કાઢી નાંખી. દેશી છાપા ઉપર સખ્તાઇ કરી.

**૩ અફઘાન મામલો**—લોર્ડ મેયોએ શેરઅલ્લી સાથે સલાહ કરી હતી. છતાં તે રૂશ લોકોને મદદ કરતો જણાયો માટે તેની સાથે ફરીથી સલાહ કરવાને, ૧૮૭૮ ના નવેમ્બરમાં, એક એલચી ખાતુ મોકલ્યું, તેને અમીરે પોતાના મુલકમાં પેસવા દીધું નહીં, અને રૂશિયન વકીલને માન આપ્યું તેથી લડાઇ થઇ.

**૪ હકીકત-અ.**—ખૈબર, કુરમ અને બોલન ઘાટને રસ્તે થઈને બ્રીટીશ લસ્કર, અફઘાનિસ્તાનમાં પેઠું. તેણે જલાલાબાદ અને કંદહાર જીતી લઇ કાબુલ લીધું. અમીર શેરઅલ્લી, પોતાના દીકરા યાકૂબખાનને રાજ્ય સોંપી બુખારા તરફ નાઠો. ને ત્યાંજ મરણ પામ્યો. યાકુબે લડાઇ ન કરતાં ગંદામક મુકામે, ઇંગ્રેજ સાથે સલાહ કરી જુન ૧૮૭૯.

**બ**—એ સલાહ થયાને ૩ માસ ન થયા એટલામાં હેરાતની ફોજે કાબુલમાં તોફાન મચાવી બ્રીટીશ રેસીડેન્ટ સર લુઈ કાવાન્યારીને, તેના રસાલા સાથે દગાથી માર્યો. એથી ઇંગ્રેજી લસ્કર, જનરલ રોબર્ટના હાથ નીચે કાબુલપર ચડ્યું. તેણે કાબુલ લીધું. અને તોફાન કરનારને ફાંસી દીધી. તથા યાકૂબખાન અને તેના સસરા વગેરે ઉપર વહેમ આવવાથી તેમને હીંદુસ્તાનમાં કેદ કર્યા ૧૮૭૯.

**ક**—૧૮૭૯ ના ડીસેમ્બરમાં જાનમહમદ તથા મીરમુચાખાંની સરદારી તળે, અફઘાન સામા થયા. તેમને રાબર્ટે સજડ હાર ખવરાવી. ૧૮૮૦ યાકુબખાનના દીકરા મુસાખાંએ ધિઝનીમાં તોફાન મચાવ્યું હતું તેને કંદહારવાળા જનરલ સ્ટુઅર્ટે હરાવ્યો. એ પ્રમાણે

હકીકત બન્યા પછી લીટન સ્વદેશ ગયો. ૧૮૮૦

**લોર્ડ રીપન**—૧૮૮૦-૧૮૮૪ અફ્ઘાન મામલા વખતે, ઇંગ્લાંડમાં પાર્લામેંટની નવી ચુંટણી થઇ, તેમાં કોન્ઝરવેટીવ પક્ષની હાર થઈ, તેથી તે મંડળે પ્રધાનપદ છોડયું. લીટન એ મતનો હોવાથી રાજીનામું આપી સ્વદેશ ગયો, અને લીબરલ પક્ષનો લોર્ડ રીપન આવ્યો, જુન ૧૮૮૦.

૧ લોર્ડ રીપન આવ્યો તે વેળા અફ્ઘાન લડાઇ બરાબર શાન્ત થઈ નહોતી. હેલમંદ નદી પાસેના મૈવંદ ગામ આગળ મુંબાઇની ફોજને યાકુબના ભાઈ આયુબખાને હરાવી, તેથી રાબર્ટે ત્યાં જઇ આયુબને નસાડયો. સપ્ટે. ૧૮૮૦ ત્યાર પછી અબદુલ રેહેમાન નામે સરદારને, કેટલીક સરતો કરી, ઇંગ્રેજે ગાદી આપી ને ત્યાં સલાહ શાંતી કરી બધું લશ્કર ૧૮૮૧ ના માર્ચમાં પાછું આવ્યું.

**રીપનના સુધારા** (૧) રીપન સાહેબે હિંદુસ્તાનમાં જેટલું માન મેળવ્યું તેટલું તેની પહેલાંના કોઈ સુબાએ મેળવ્યું નહેતું. અફ્ઘાન લડાઈમાં ૨૦ કરોડ રૂ. ખર્ચ થયું. તેમાંથી પાંચકરોડ રૂ. ઈંગ્લાંડ પાસેથી અપાવ્યા. (૨) સ્થાનીક સ્વરાજ્ય એટલે, લોકો પોતાના ગામની ઉપજનો વહિવટ પોતાની મેળે કરે, અને રાજ્ય પ્રકરણી બાબતમાં હોશિયાર થાય તેમ કર્યું. ૧૮૮૩ (૩) દેશી જડજો યુરોપિયન લોકોનો ઇનસાફ કરે, એવું બીલ ઇલબર્ટ સાહેબે મુકયું. તેમાં રીપનને તેના દેશી ભાઇઓ તરફથી ઘણુ અપમાન વેઠવું પડયું, તો પણ તે ગભરાયો નહીં, અને કેટલોક સુધારો કરી તે મંજુર કરાવ્યું ૧૮૮૭.

(૪) દેશીઓને મોટી જગાએ આપવાનો ધારો કર્યો. (૫)

ખેડુતોપર થતા જુલમ અટકાવ્યા. (૬) વસ્તીની ગણત્રી ઈ૦ સ૦ ૧૮ ૧ ના ફેબ્રુઆરીમાં કરાવી. (૭) કેળવણીનું કમીશન ડૉ. હંટરના ઉપરીપણા નીચે નીમી તે ખાતામાં સુધારો કરવાનુ ધાર્યું. (૮) છાપખાનાને છુટ આપી (૯) દેશી કારીગરીને ઉત્તેજન આપ્યું. (૧૦) સુવેજની નહેર માટે મીસર દેશમાં જબરી લડાઇ થઇ, તેમાં ઘણુ ખરચ થયું. ઈંગ્રેજ સરદાર જનરલ ગોર્ડન તથા તેના સામાપક્ષનો મહદી બને ગુજરી ગયા, ને લડાઇ પતી. (૧૧) સેલમના હુલડમાં પકડાએલા બીનગુન્હેગારોને, તપાસ કરી આન્ડામાનમાંથી છોડયા.

એ પ્રમાણે તેણે ઘણાં દેશહિતકારી કામ કર્યાં. ૧૮૮૩ ના નવેંબરમાં મહારાણીના કુંવર ડયુક ઓફ કોનોટ હિંદમાં પધાર્યા, ને તેમણે મીરતની ફોજનું ઉપરીપણું લીધું. લોર્ડ રીપન ૧૮૮૪.ના ડીસેંબરમાં સ્વદેશ ગયો.

**લોર્ડ ડફ્રીન—૧૮૮૪-૧૮૮૮** એ ડીસેંબર માં કલકતે આવ્યો. (૧) રૂશિયન ધાસ્તીને લીધે અફઘાનીસ્તાનના અમીર સાથે મનસલત કરવાને, રાવલપીંડીમાં દરબાર ભરી અમીરને પુષ્કળ ભેટ આપી, તથા બારલાખ રૂ. નું સાલીઆણું બાંધીઆપ્યું. માર્ચ૧૮૮૫

૨ **ત્રીજી બ્રહ્મી લડાઇ**—બ્રહ્મદેશના રાજાએ પોતાનાદેશમાં વેપાર કરનારી, મુંબાઈની કંપનીને નુકશાન કર્યું. ને તેની તપાસને માટે પુછાવ્યું તો પાંસરો જવાબ દીધો નહીં; તથા ફ્રેંચને કેટલાક હક્ક આપવા માંડયા, જેથી સરકારે તેની સાથે લડાઈ જોડી. જનરલ પ્રેન્ડરગાસ્ટ અને કર્નલ સ્લેડન, એ બે મોટા સરદારોએ જઇ, માંડલેજ શેહેર તથા મીનલાગઢ વગેરે લીધાં, ને રાજા થીબો શરણે થયો, તેને રત્નાગીરીમાં કેદ કરી શુદ્ધ બ્રહ્મદેસ ખાલસા કર્યો. નવે-૮૫

(૩) ગ્વાલીઅરનો કિલ્લો સીંધીયાને પાછો સોંપ્યો ૧૮૮૬

(૪) સીંધીયા જીયાજીરાવ તથા હોલકર તુકાજીરાવ ૧૮૮૬ ના જુનમાં ગત થયા. તેમાં સીંધીયાનો પુત્ર માધવરાવ નાનો હોવાથી જીયાજીરાવે નીમેલા પંચની હસ્તક કારભાર ચાલે છે, અને હોલ્કરની જગા તેના પુત્ર શીવાજીરાવને આપી છે.

(૫) બ્રહ્મી લડાઇમાં જે ખર્ચ થયું, તેની ખોટ પુરી પાડવાના ઈરાદાથી રૈયતને માથે ઇનકમટેક્ષ નાંખ્યો, ખરચખુટણમાં કાપકુપ ચાલી, અને મીઠા ઉપરના કરમાં વધારો કર્યો.

(૬) મહારાણી કૈશરેહીંદને રાજ્ય કરતાં પચાસ વર્ષ થઇગયાં, તેની ખુશાલીનો જ્યુબીલી મહોત્સવ, ફેબ્રુઆરી ૧૮૮૭ માં હિંદુસ્તાનના દરેક શહેરમાં થયો હતો. ઇંગ્લાંડમાં એ ઉત્સવ જુન માસમાં થયો હતો.

(૭) **સીકીમ ઉપર ચડાઇ**—અહીંનો રાજા તેની પડોશમાં આવેલા ટીબેટન લોક સાથે મળીજઇ રૈયતને હેરાન કરતો હતો, તથા ઇંગ્રેજી વેપારને પણ હરકત કરતો, તેથી એ બાબત સરકારે તેને સમજુતી દેવા છતાં માન્યું નહીં તેથી લડાઈ થઈ વડા સરદાર જનરલ ગ્રેહામના હાથ નીચે એક નાનું સૈન્ય મોકલી ટીબેટન લોકનો લીંગટુ નામે પ્રખ્યાત કિલ્લો તથા નેટાંગનું થાણું હાથ કરી લીધું. પછી રાજાએ શરણે થવાનું કહાવ્યું ને ટીબેટના લોક જેલાપા પાસમાંથી નાસી ગયા તેથી લડાઇ પતી. અકટો-૮૮

(૮) **કાળાપર્વત ઉપર ચડાઇ**—સપ્ટે-૮૮—હિંદુસ્તાનની વાયવ્ય તરફ આવેલી " કાળાપર્વત " ને નામે ઓળખાતી જગામાં વસનાર પહાડી લોકોએ તે તરફ ફરતા બે અંગ્રેજ અમલદારોનાં ખુન કર્યાં, તેથી તેમની સાથે લડાઈથઈ. જનરલ મેકુઇન ના-

મના સરદારે જઇ તેમને નરમ પાડયા તેથી તેઓ શરણે આવ્યા. નવે—૮૮

(૯) વેપાર વગેરેના લાભ જાળવવા માટે બરમા તથા સીકીમ વગેરેની કરેલી લડાઈઓથી દેશના કરજમાં વધારો થયો, અને તેથી કરનો બોજો પણ વધ્યો. એ પ્રમાણે કારભાર કરી પાંચ વર્ષની મુદત પૂરી થયા પહેલાં લોર્ડ ડફ્રીન, ડીસે-૮૮ માં સ્વદેશ ગયો, ને ત્યાર પછી તેજ માસમાં લૉર્ડ લેન્સડાઉન આવ્યા.

**લૉર્ડ લેન્સડાઉન**— ( હાલના ) એ ડીસે-૮૮ માં કલકત્તે આવ્યા. તેમના આવતાવેંત સરહદ તરફ નાની લડાઇઓ જાગી. (૧) બ્રહ્મદેશના કારેન પ્રગણાનો બળવાખોર સાત્વલાપા, ઇંગ્રેજી સૈન્યને હરકત કરતો હતો, તેથી તેની સામે કર્નલ હારવી નામે સરદારને મોકલી તેની રાજધાની સાવલાન જીતી લીધું ને તે પંડે નાશી ગયો. જાને-૮૯

(૨) **લુશાઇ લોક સામે ચડાઇ**—ચીતાગોંગની સરહદ તરફ વસતા આ લોકો બ્રીટીશ રૈયતને દુઃખ દેતા હતા તેમને, તથા હિંદની વાયવ્ય તરફ આવેલી " નાગાહીલ " નામે જગામાં વસનાર પહાડી લોકો પણ બ્રીટીશ પ્રજાને હેરાન કરતા હતા, તેથી તેમને નરમ પાડયા. જાને—૮૯



## મુકાબલા.

### અકબર અને ઔરંગજેબ.

મળતાપણું—(૧) રાજકીય શકિત, દૃઢતા, અને ચંચળાઈમાં બંને સરખા હતા; પણ અકબર પોતાની અક્કલ સીધે રસ્તે વાપરી કામ કાઢી લેતો, ઔરંગજેબ આડે રસ્તે કાઢી લેતો.

જુદાઇ—(૨) અકબર, ઉદાર, ક્ષમાવાન અને શરણે આવેલા શત્રપર દયા રાખનાર હતો, ઔરંગજેબ ઘાતકી, જુલમી, અને પડી ભાગેલા દુશ્મન ઉપર નિર્દયતા વાપરનાર હતો.

(૩) અકબરે રજપુતોને દોસ્ત બનાવી તેમને રાજ્યના સ્થંભ કર્યા, ઔરંગજેબે તેનાપર જુલમ કરી, દુશ્મન બનાવ્યા.

(૪) અકબરે હિંદુનો જજિઆવેરો માફ કર્યો, તથા તેમને મોટી જગાઓ આપી; ઔરંગજેબે હિંદુપર જજિઆવેરો નાંખી, તેમને નોકરીમાં રાખ્યા નહીં.

(૫) અકબરે બધા ધર્મનું શોધન કરાવી, કોઈ ધર્મપર જુલમ કર્યો નહીં; ઔરંગજેબ ધર્માભિમાની હોવાથી તેણે બીજાપર જુલમ કર્યો.

### વાર્નહેસ્ટીંગ્સ અને કલાઇવ.

(૧) કલાઈવે ઇંગ્રેજી રાજ્યનો પાયો નાંખ્યો, તેમ હેસ્ટીંગ્સે તેને સાચવી વધાર્યું.

(૨) કલાઇવને રાજ્ય મેળવવામાં જેવાં તર્કટ અને કીસ્સા કરવા પડયા; તેવાંજ તર્કટી કામ હેસ્ટીંગ્સને, રાજ્ય સાચવવા માટે કરવાં પડયાં.

(૪) કલાઈવનાં કરેલાં કામમાં તેની તરવાર તથા બુદ્ધિ, એ બંનેનો ભાગ છે પણ હેસ્ટીંગ્સના કામમાં ફકત, તેના મનનોજ ભાગ છે.

## હૈદર અને શિવાજી.

(૧) હલકી જાગીરપરથી વધીને મોટા રાજ્ય સ્થાપક થવામાં બંને સરખા છે

(૨) ફેર એટલો છે–શિવાજીએ પોતાના રાજ્યનો એવો મજબુત પાયો નાંખ્યો કે, તેની પછીના નબળા રાજાઓના વખતમાં પણ, ઔરંગઝેબ જેવો દુશ્મન છતાં, રાજ્ય ટકી રહ્યું; પણ હૈદરનો પુત્ર હોશિયાર છતાં, વખત ફેર હોવાને લીધે તેનું રાજ્ય ડુબ્યું.

## કલાઇવ અને ડુપ્લી.

(૧) કલાઈવે ઇંગ્રેજોને રાજ્ય મેળવી આપ્યું, તેમ ડુપ્લીએ ફ્રેન્ચોને મેળવી આપ્યુ

(૨) કલાઇવ લડવૈયો, દાવપેચી ને બહાદુર હતો, તેવોજ ડુપ્લી પણ હતો.

(૩) રાજ્યનું રક્ષણ કરવામાં કલાઇવ ચડિઆતો હોવાથી ઇંગ્રેજી રાજ્યની ચડતી થઇ, અને ડુપ્લીમાં તે ગુણની ખામી હોવાથી ફ્રેન્ચ રાજ્ય પડી ભાગ્યું.

## લોર્ડ વેલ્સલી અને લોર્ડ ડેલ્હૌઝી.

(૧) રાજ્ય પ્રકરણી દાવપેચમાં, ધીરજમાં, ને સ્વરાજ્યના વધારાની ચાહના રાખવામાં બંને સરખા હતા. (૨) દેશી રાજ્યોની સ્વતંત્રતા ઓછી કરવાની રાજ્યનીતિ બંનેની સરખી હતી; પણ તેમાં ડેલ્હૌઝીના જેટલાં અઘટિત કામ વેલ્સલીને કરવાં પડયાં નહીં. (૩) રૈયત તથા દેશને આબાદ કરવામાં ડેલ્હૌઝી ચઢતો હતો. ૪ મુંબાઈ ઈલાકો, મદ્રાસ ઇલાકો, વાવ્ય પ્રાંતો વગેરે મેળવીને વેલ્સલીએ રાજ્ય વધાર્યું; તેમ પંજાબ, મધ્ય પ્રાંતો, બ્રહ્મદેશ વગરે ખાલસા કરી, ડેલ્હૌઝીએ પણ વધાર્યું.

# વંશાવળી.

## ઘિજનીવંશ—૯૬૨—૧૧૮૬—૨૨૪ વર્ષ ચાલ્યો.

| નામ. | | બેઠો | ઉઠયો. | રાજકર્યું. |
|---|---|---|---|---|
| અલ્પ્તગીન... ... | ... | ૯૬૨ | ૯૭૭ | ૧૫ |
| સબકતગીન... ... | ... | ૯૭૭ | ૯૯૭ | ૨૦ |
| સુલતાન મહમદ... | ... | ૯૯૭ | ૧૦૩૦ | ૩૩ |
| મસાઉદ (૧) ... | ... | ૧૦૩૦ | ૧૦૪૦ | ૧ |
| મોદુદ... ... | ... | ૧૦૪૦ | ૧૦૪૯ | ૯ |
| અબુલહુસેન ... | ... | ૧૦૪૯ | ૧૦૫૧ | ૨ |
| અબદુલ રસીદ ... | ... | ૧૦૫૧ | ૧૦૫૧ માસ | ૭ |
| ફરૂકજાત... ... | ... | ૧૦૫૧ | ૧૦૫૮ | ૭ |
| ઇબ્રાહીમ... ... | ... | ૧૦૫૮ | ૧૦૮૯ | ૩૧ |
| મસાઉદ (૨) ... | ... | ૧૦૮૯ | ૧૧૧૪ | ૨૫ |
| અરસલાન ... | ... | ૧૧૧૪ | ૧૧૧૮ | ૪ |
| બહેરામ... ... | ... | ૧૧૧૮ | ૧૧૫૨ | ૩૪ |
| ખુશરૂ ... ... | ... | ૧૧૫૨ | ૧૧૫૯ | ૭ |
| ખુશરૂમલેક ... | ... | ૧૧૫૯ | ૧૧૮૬ | ૨૭ |

## ગોરીવંશ ૧૧૫૨—૧૨૧૨—૬૦

| નામ. | | બેઠો | ઉઠયો. | રાજકર્યું. |
|---|---|---|---|---|
| અલાઉદીન ... | ... | ૧૧૫૨ | ૧૧૫૬ | ૪ |
| સૈફુદીન... ... | ... | ૧૧૫૬ | ૧૧૫૭ | ૧ |
| ગ્યાસુદીન... ... | ... | ૧૧૫૭ | ૧૨૦૨ | ૪૫ |
| શાહબુદીન... ... | ... | ૧૨૦૨ | ૧૨૦૬ | ૪ |
| મહમદગોરી ... | ... | ૧૨૦૬ | ૧૨૧૨ | ૬ |

## ગુલામ વંશ ૧૨૦૬—૧૨૯૦—૮૪

| | | | | | |
|---|---|---|---|---|---|
| કુતબુદ્દીન.... | ... | ... | ૧૨૦૬ | ૧૨૧૦ | ૪ |
| આરામ.... | ... | ... | ૧૨૧૦ | ૧૨૧૧ | ૧ |
| અલ્તમસ | ... | ... | ૧૨૧૧ | ૧૨૩૬ | ૨૫ |
| રૂકનુદ્દીન | .... | ... | ૧૨૩૬ | ૧૨૩૬ | ૭ માસ |
| રઝીઆબેગમ | .... | ... | ૧૨૩૬ | ૧૨૩૯ | ૩ |
| મવઝુદ્દીન... | ... | ... | ૧૨૩૯ | ૧૨૪૧ | ૨ |
| અલાઉદ્દીન... | ... | ... | ૧૨૪૧ | ૧૨૪૬ | ૫ |
| નાસરૂદ્દીન... | ... | ... | ૧૨૪૬ | ૧૨૬૫ | ૧૯ |
| ગ્યાસુદ્દીન... | ... | ... | ૧૨૬૫ | ૧૨૮૭ | ૨૨ |
| કૈકુબાદ... | ... | ... | ૧૨૮૭ | ૧૨૯૦ | ૩ |

## ખીલજીવંશ ૧૨૯૦—૧૩૨૦—૩૦

| | | | | | |
|---|---|---|---|---|---|
| જલાલુદ્દીન... | ... | ... | ૧૨૯૦ | ૧૨૯૫ | ૫ |
| અલાઉદ્દીન | .... | ... | ૧૨૯૫ | ૧૩૧૫ | ૨૦ |
| ઉમર ... | ... | ... | ૧૩૧૫ | ૧૩૧૬ | ૧ |
| મુબારક | ... | ... | ૧૩૧૬ | ૧૩૨૦ | ૪ |
| ખુસરૂ... | ... | ... | ૧૩૨૦ | ૧૩૨૦ | ૫ માસ |

## તઘલખવંશ ૧૩૨૦—૧૪૧૪—૯૪

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગ્યાસુદ્દીન | ... | ... | ૧૩૨૦ | ૧૩૨૫ | ૫ |
| મહમદ તઘલખ... | | ... | ૧૩૨૫ | ૧૩૫૧ | ૨૬ |
| ફીરોઝુદ્દીન | ... | ... | ૧૩૫૧ | ૧૩૮૮ | ૩૭ |
| ગ્યાસુદ્દીન બીજો... | | ... | ૧૩૮૮ | ૧૩૮૯ | ૧ |
| અબુબકર | ... | ... | ૧૩૮૯ | ૧૩૮૯ | ૧॥ માસ |
| નાસરૂદ્દીન | ... | ... | ૧૩૮૯ | ૧૩૯૨ | ૩ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| મહમદ... | ... | ... | ૧૩૯૨ | ૧૪૧૨ | ૨૦ |
| સરદાર દોલતખાં... | | ... | ૧૪૧૨ | ૧૪૧૪ | ૨ |

## સૈયદવંશ ૧૪૧૪—૧૪૫૦—૩૬

| | | | | | |
|---|---|---|---|---|---|
| ખીજરખાં... | ... | ... | ૧૪૧૪ | ૧૪૨૧ | ૭ |
| મુબારક... | ... | ... | ૧૪૨૧ | ૧૪૩૩ | ૧૨ |
| મહમુદ... | ... | ... | ૧૪૩૩ | ૧૪૪૩ | ૧૦ |
| અલ્લાઉદીન | ... | ... | ૧૪૪૩ | ૧૪૫૦ | ૭ |

## લોદીવંશ ૧૪૫૦—૧૫૨૬—૭૬

| | | | | | |
|---|---|---|---|---|---|
| બહીલોલખાં | ... | ... | ૧૪૫૦ | ૧૪૮૮ | ૩૮ |
| સીકંદર... | ... | ... | ૧૪૮૮ | ૧૫૧૭ | ૨૯ |
| ઇબ્રાહીમ | ... | ... | ૧૫૧૭ | ૧૫૨૬ | ૯ |

## મુગલવંશ ૧૫૨૬—૧૮૫૭—૩૩૧

| | | | | | |
|---|---|---|---|---|---|
| બાબર... | ... | ... | ૧૫૨૬ | ૧૫૩૦ | ૪ |
| હુમાયુ... | ... | ... | ૧૫૩૦ | ૧૫૫૬ | ૨૬ |
| અકબર... | ... | ... | ૧૫૫૬ | ૧૬૦૫ | ૪૯ |
| જહાંગીર... | ... | ... | ૧૬૦૫ | ૧૬૨૭ | ૨૨ |
| શાહજહાં... | ... | ... | ૧૬૨૭ | ૧૬૫૮ | ૩૧ |
| ઔરંગઝેબ (આલમગીર ૧લો) | | | ૧૬૫૮ | ૧૭૦૭ | ૪૯ |
| બાહાદુરશાહ કે શાહઆલમ ૧લો, | | | ૧૭૦૭ | ૧૭૧૨ | ૫ |
| જહાંદારશાહ | ... | ... | ૧૭૧૨ | ૧૭૧૩ | ૧ |
| ફરોકશીર | ... | ... | ૧૭૧૩ | ૧૭૧૯ | ૬ |
| મહમદશાહ | ... | ... | ૧૭૧૯ | ૧૭૪૮ | ૨૯ |
| અહમદશાહ | ... | ... | ૧૭૪૮ | ૧૭૫૪ | ૬ |
| આલમગીર બીજો | | ... | ૧૭૫૪ | ૧૭૫૯ | ૫ |

| | | | | |
|---|---|---|---|---|
| શાહઆલમબીજો | ... | ૧૭૫૯ | ૧૮૦૬ | ૪૭ |
| અકબરબીજો ... | ... | ૧૮૦૬ | ૧૮૩૭ | ૩૧ |
| મહમદબાહાદુરશાહ... | ... | ૧૮૩૭ | ૧૮૫૭ | ૨૦ |

## સુરવંશ ૧૫૪૦—૧૫૫૬—૧૬

| | | | | | |
|---|---|---|---|---|---|
| શીરશાહ... | ... | ... | ૧૫૪૦ | ૧૫૪૫ | ૫ |
| સલીમશાહ | ... | ... | ૧૫૪૫ | ૧૫૫૩ | ૮ |
| આદીલશાહ | ... | ... | ૧૫૫૩ | ૧૫૫૬ | ૩ |

## મરેઠાવંશ ૧૬૬૪—૧૮૪૮—૧૮૪

| | | | | | |
|---|---|---|---|---|---|
| શીવાજી... | ... | ... | ૧૬૬૪ | ૧૬૮૦ | ૧૬ |
| શંભાજી... | ... | ... | ૧૬૮૦ | ૧૬૮૯ | ૯ |
| રાજારામ | ... | ... | ૧૬૮૯ | ૧૭૦૦ | ૧૧ |
| શીવાજી બીજો | ... | ... | ૧૭૦૦ | ૧૭૦૮ | ૮ |
| શાહુ ... | ... | ... | ૧૭૦૮ | ૧૭૪૮ | ૪૦ |
| રામરાજા | ... | ... | ૧૭૪૮ | ૧૭૭૭ | ૨૯ |
| શાહુ બીજો | ... | ... | ૧૭૭૭ | ૧૮૧૮ | ૪૧ |
| બાલાસાહેબ ( પ્રતાપસિંગ ) | | | ૧૮૧૮ | ૧૮૪૦ | ૨૨ |
| આપાસાહેબ ( શાહજી ) | | | ૧૮૪૦ | ૧૮૪૮ | ૮ |

## પેશ્વા ૧૭૧૪—૧૮૧૮—૧૦૪

| | | | | |
|---|---|---|---|---|
| બાલાજી વિશ્વનાથ... | ... | ૧૭૧૪ | ૧૭૨૦ | ૬ |
| બાજીરાવ ૧ લો ... | ... | ૧૭૨૦ | ૧૭૪૦ | ૨૦ |
| બાજીરાવ ૨ જો ... | ... | ૧૭૪૦ | ૧૭૬૧ | ૨૧ |
| માધવરાવ ... | ... | ૧૭૬૧ | ૧૭૭૨ | ૧૧ |
| નારણરાવ... ... | ... | ૧૭૭૨ | ૧૭૭૩ | ૧ |
| સવાઇમાધવરાવ .... | ... | ૧૭૭૪ | ૧૭૯૫ | ૨૧ |
| બાજીરાવબીજો ... | ... | ૧૭૯૫ | ૧૮૧૮ | ૨૩ |

## ગવર્નરો.

| | | | |
|---|---|---|---|
| લોર્ડ ક્લાઈવ | ... ૧૭૫૮ | ૧૭૬૭ | ૯ |
| હેરી વેરેલ્સ્ટ | ... ૧૭૬૭ | ૧૭૬૯ | ૨ |
| જૉન કારટીયર | ... ૧૭૬૯ | ૧૭૭૨ | ૩ |
| વાર્ન હેસ્ટીંગ્સ... | ... ૧૭૭૨ | ૧૭૭૪ | ૨ |

---

## ગવર્નર જનરલ.

| | | | |
|---|---|---|---|
| વાર્ન હેસ્ટીંગ્સ... | ... ૧૭૭૪ | ૧૭૮૫ | ૧૧ |
| સરજાનમેકફર્સન... | ... ૧૭૮૫ | ૧૭૮૬ | ૧ |
| લોર્ડ કાર્નવાલીસ ... | ... ૧૭૮૬ | ૧૭૯૩ | ૭ |
| સરજાનશોર... ... | ... ૧૭૯૩ | ૧૭૯૮ | ૫ |
| લોર્ડ વેલ્સલી(મોર્નીંગ્ટન)... | ૧૭૯૮ | ૧૮૦૫ | ૭ |
| " કાર્નવાલીસબીજીવાર... | ૧૮૦૫ | ૧૮૦૫ | ૦ |
| સર જ્યોર્જબાર્લો | ... ૧૮૦૫ | ૧૮૦૭ | ૨ |
| લોર્ડ મીન્ટો | ... ૧૮૦૭ | ૧૮૧૩ | ૬ |
| " હેસ્ટીંગ્સ(મોયરો) | ... ૧૮૧૪ | ૧૮૨૩ | ૯ |
| " આમ્હર્સ્ટ... | .... ૧૮૨૩ | ૧૮૨૮ | ૫ |
| " બેન્ટીંક ... | ... ૧૮૨૮ | ૧૮૩૫ | ૭ |
| સરચાર્લ્સમેટકાફ | ... ૧૮૩૫ | ૧૮૩૬ | ૧ |
| લોર્ડ આકલાંડ | ... ૧૮૩૬ | ૧૮૪૨ | ૬ |
| " એલેનબરો | ... ૧૮૪૨ | ૧૮૪૪ | ૨ |
| " હારડીંગ | ... ૧૮૪૪ | ૧૮૪૮ | ૪ |
| " ડેલહાઉસી | ... ૧૮૪૮ | ૧૮૫૬ | ૮ |

## વાઇસરાય.

| | | | | |
|---|---|---|---|---|
| લોર્ડ કેનીંગ | ... | ૧૮૫૬ | ૧૮૬૧ | ૫ |
| " એલ્જીન... | ... | ૧૮૬૨ | ૧૮૬૩ | ૧ |
| " લારેન્સ | ... | ૧૮૬૪ | ૧૮૬૯ | ૫ |
| " મેયો ... | ... | ૧૮૬૯ | ૧૮૭૨ | ૩ |
| " નોર્થબ્રુક... | ... | ૧૮૭૨ | ૧૮૭૬ | ૪ |
| " લીટન ... | ... | ૧૮૭૬ | ૧૮૮૦ | ૪ |
| " રીપન .... | ... | ૧૮૮૦ | ૧૮૮૪ | ૪ |
| " ડફ્રીન ... | ... | ૧૮૮૪ | ૧૮૮૮ | ૪ |
| " લેન્સડાઉન | ... | ૧૮૮૮ ડીસેમ્બર—હાલ છે. | | |



# લડાઇઓ.

| જગાનું નામ. | સાલ. | પરિણામ. |
|---|---|---|
| | ઇ. સ. પુ. | |
| પાણીપત | ૫૦૦૦ | પાંડવોએ કૌરવોને હરાવ્યા. |
| ઝેલમ ઈ. સ. પુ. | ૩૨૭ | સીકંદરે પોરસને હરાવ્યો. |
| સોમનાથ ઇ. સ. | ૧૦૨૪ | મહમદ ગીજનીએ ભીમદેવને હ૦ |
| થાણેશ્વર | ૧૧૯૧ | પૃથુરાજે શાહબુદીનને હરાવ્યો. |
| પાણીપત (૨) | ૧૧૯૩ | શાહબુદીને પૃથુરાજને હરાવ્યો. |
| પાણીપત (૩) | ૧૫૨૬ | બાબરે ઈબ્રાહીમ લોદીને હરાવ્યો. |
| સીકરી | ૧૫૨૭ | બાબરે સંગરાણાને હરાવ્યો. |
| બકસર | ૧૫૩૯ | શીરશાહે હુમાયુને હરાવ્યો. |
| કનોજ | ૧૫૪૦ | " " " |
| પાણીપત (૪) | ૧૫૫૬ | બહેરામે હેમુને હરાવ્યો. |
| કાશી | ૧૬૫૭ | દારાએ સુજાને " |
| આગ્રા | ૧૬૫૭ | ઔરંગજેબે દારાને " |
| ઉજ્જન | ૧૬૫૭ | મોરાદ તથા ઔરંગજેબે જસવંતસિહને હરાવ્યો. |
| શાહપૂર | ૧૭૨૦ | નીજામે સૈયદ અબદલ્લાને હરાવ્યો. |
| કર્નાલ | ૧૭૩૮ | નાદિરશાહે મુગલોને હરાવ્યા |
| અંબુર (૧) | ૧૭૪૧ | મરેઠાએ કર્યો. નવાબ દોસ્તઅલીને માર્યો. |
| મદ્રાસ | ૧૭૪૬ | ફ્રેંચે કર્ણાટકના નવાબને હરાવ્યો. |
| સરહીંદ | ૧૭૪૭ | મુગલોએ અહમદ દુરાનીને " |

| | | |
|---|---|---|
| ત્રીચીનાપલી | ૧૭૫૦ | નાસીરજંગે મુજફરજંગને " |
| આંબુર (૨) | ૧૭૫૦ | દુપ્લીએ અન્વરૂદીનને હરાવ્યો. |
| આર્કાટ | ૧૭૫૧ | કલાઈવે રાજાસાહેબને હરાવ્યો. |
| આર્ની | ૧૭૫૧ | " " " |
| કોવરેપાક | ૧૭૫૨ | " " " |
| બાહુર | ૧૭૫૨ | મેજર લારેન્સે ફ્રેન્ચોને " |
| પ્લાસી | ૧૭૫૭ | કલૈવે સુરાજઉદૌલાને હરાવ્યા. |
| ચીન્સુરા | ૧૭૫૯ | કર્નલ ફોર્ડે વલંદાને " |
| વાંદેવાસ | ૧૭૬૦ | સર ઈ. કુટે ફ્રેંચ લાલી તથા બુસીને હરાવ્યા. |
| પાણીપત (૫) | ૧૭૬૧ | અહમદદૂરાનીએ મરાઠાને હરાવ્યા. |
| પટણા (૧) | ૧૭૬૧ | મેજર કર્નાકે બાદશાહ શાહઆલમને હરાવ્યો. |
| ઘેરીયા. | ૧૭૬૩ | ઇંગ્રેજઆદમ્સે મીરકાસમને હરાવ્યો |
| પટણા (૨) | ૧૭૬૪ | કર્નાકે, મીરકા૦ સુજા૦ ને શાહઆલમને હરાવ્યા. |
| બકસર | ૧૭૬૪ | મેજર મનરોએ ત્રણ રાજાને હ૦ |
| કાલ્પી | ૧૭૬૫ | કર્નાકે સુજાઉદૌલા તથા મરાઠાને " |
| ચંગામ | ૧૭૬૭ | કર્નલ સ્મીથે હૈદરને હરાવ્યો. |
| ત્રીનોમાલી | ૧૭૬૭ | " " |
| અંબુર (૩) | ૧૭૬૭ | " " |
| ચેરકુલી | ૧૭૭૨ | માધવરાવ પેશ્વાએ હૈદરને હરા૦ |
| પોલીલોર (૧) | ૧૭૮૦ | હૈદરે કર્નલબેલીને હરા૦ |

| | | |
|---|---|---|
| ચીલામ્બ્રમ | ૧૭૮૧ | હૈદરે સર ઈ૦ કુટને " |
| પોર્ટોનોવો | ૧૭૮૧ | સર ઈ૦ કુટે હૈદરને હરાવ્યો. |
| પોલાલોર (૨) | ૧૭૮૧ | " " |
| શોલીંગર | ૧૭૮૧ | સર ઈ૦ કુટે હૈદરને હરા૦ |
| પનિઆની | ૧૭૮૨ | મે. એગ્નીગ્ટને હૈદરના પુત્ર ટીપુને હ. |
| શીમોગા | ૧૭૯૧ | લોર્ડ કાર્નવાલીસે ટીપુને હરાવ્યો. |
| એરીકેરા | ૧૭૯૧ | " |
| કુર્દલા | ૧૭૯૫ | મરેઠાએ નીઝામને હરાવ્યો. |
| માલવેલી | ૧૭૯૯ | જનરલ હારીસે ટીપુને હરાવ્યો. |
| સેદાશ્વર | ૧ ૯૯ | " સ્ટુઆર્ટે " " |
| શ્રીરંગપટ્ટણ | ૧૭૯૯ | " બેયર્ડ " " |
| ઇંદોર | ૧૮૦૧ | દોલત સીંધીઆએ હોલકરનેહ૦ |
| પુંના | ૧૮૦૨ | જસવંત હોલકરે પેશ્વા તથા સીંધીયાને હરાવ્યા |
| અસાઇ | ૧૮૦૩ | જનરલ વેલસલીએ દોલત. તથા રઘુ. ભોંસલેને હારાવ્યા. |
| દિલ્લી | ૧૮૦૩ | જનરલ લેકે સીંધીયાને હરાવ્યો. |
| લાસવારી | ૧૮૦૩ | જનરલ લેકે સીંધીયાને હરાવ્યો. |
| આરગામ | ૧૮૫૦ | વેલ્સલીએ સીંધા૦ તા. ભોં૦ હ૦ |
| દિગગઢ | ૧૮૦૪ | ફ્રેજર તથા મોનસને હોલકરને હ૦ |
| ફરૂકાબાદ | ૧૮૦૪ | લેકે હોલકરને હ૦ |
| ભારતપુરનોઘેરો | ૧૮૦૫ | લોર્ડ લેકે શેહેર ઘેર્યું પણ જીતાયું નહી |

(૧)

| | | |
|---|---|---|
| મલુન | ૧૮૧૫ | જનરલ ઓકટરલોનીએગુર્ખાને હ૦ |
| મકવાનપુર | ૧૮૧૬ | ” |
| હરિહરપુર | ૧૮૧૬ | કર્નલ કેલીએ ગુર્ખાને હ૦ |
| ખડકી | ૧૮૧૭ | કર્નલ બરે બાજીરાવને હ૦ |
| કોરેગામ | ૧૮૧૭ | કપ્તાન સ્ટાન્ટને બાજીરાવે હ૦ |
| નાગપુર | ૧૮૧૭ | જન૦ ડોવેટને આપાસાહેબને હ૦ |
| જબલપુર | ૧૮૧૭ | જન૦ હારડીંગને આપાસાહેબને હ૦ |
| માહીદપુર | ૧૮૧૭ | હીસ્લોપ તથા માલ્કમે હોલ્કરને હ૦ |
| આસ્ટી | ૧૮૧૮ | જન૦ સ્મીથે બાજીરાવના સરદાર ગોખલેને હરાવ્યો. |
| રંગુન | ૧૮૨૪ | કેમ્પબેલે બ્રહ્મીઓને હરાવ્યા. |
| પ્રોમ | ૧૮૨૫ | સદર. |
| પગામ | ૧૮૨૫ | સદર. |
| ભરતપૂરનો ઘેરો.(૨) | ૧૮૨૭ | લોર્ડ કોમ્બરમીયરે ગઢ જીત્યો. |
| પરવાન | ૧૮૩૯ | સર રોબર્ટસેલે દોસ્તમહમદને હરા૦ |
| કંદહાર | ૧૮૪૨ | જન૦ નૉટે અફ્ઘાનને હરાવ્યા |
| મીયાની | ૧૮૪૩ | સરચાર્લ્સનેપીઅરે સીંધના અમીરોને હરાવ્યા |
| હેદ્રાબાદ | ૧૮૪૩ | સદર. |
| મહારાજપુર | ૧૮૪૩ | લોર્ડ ગોફે સીંધીઆને હરાવ્યો. |
| પનીઆર | ૧૮૪૩ | જનરલ ગ્રે સાહેબે સીંધીઆને હરાવ્યો. |
| મુડકી | ૧૮૪૫ | ગોફે સીખ લાલસિંહને હરાવ્યો |

| | | |
|---|---|---|
| ફીરોજશહેર | ૧૮૪૫ | ગોખે અને સ્મીથે લાલસિંહને હરાવ્યો |
| અલીવાલ | ૧૮૪૬ | હેનરી સ્મીથે સીખ ગુલઆસિંહનેહ. |
| સોબ્રાન | ૧૮૪૬ | સ્મીથ તથા ગોફે સીખ સ્યામસિંહ-ને હરા૦ |
| ફીનેરી | ૧૮૪૮ | મી૦ એડવર્ડ લાલામૂળરાજને હ૦ |
| સદુસેન | ૧૮૪૮ | સદર. |
| રામનગર | ૧૮૪૮ | લોર્ડગોફે શેરસિંગ તથા છત્રસિંગને હ૦ |
| ચીલીયનવલા | ૧૮૪૯ | લોર્ડગોફ અને શેરસિંગ—બંને પક્ષ બરાબર. |
| ગુજરાત | ૧૮૪૯ | લોર્ડગોફે સીખ શેરસિંગને હરા૦ |
| રંગુન | ૧૮૫૨ | જન૦ ગોડવીને બ્રહ્મીને હરા૦ |
| પેગુ | ૧૮૫૨ | સદર — |



# હિંદમાં થયેલા વિગ્રહોની ટુંક નોંધ.

## કર્ણાટકનો ૧ લો વિગ્રહ ઇ. સ. ૧૭૪૬—૧૭૪૮

કારણ—યુરોપમાં ઇંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે લડાઈ સળગી હતી, તેની અસર હિંદમાં થવાથી લડાઇ જાગી. ઇંગ્રેજ સરદાર કલાઈવ તથા મેજર લારેન્સ હતા. ફ્રેન્ચ સરદાર લાબોર્દોનેસ તથા દુપ્લી હતા. મદ્રાસ ફ્રેંચોએ જીતી લીધું, પણ છેવટે ૧૭૪૮ માં યુરોપમાં બંને પ્રજા વચ્ચે એલાશાપેલના કરાર થવાથી એક બીજાનું લીધેલું પાછું આપ્યું.

## કર્ણાટકનો બીજો વિગ્રહ. ૧૭૪૮---૧૭૫૪

ફ્રેંચ સરદાર દુપ્લીએ રાજ્ય લોભથી, હૈદ્રાબાદ તથા આર્કાટની ખાલી પડેલી ગાદીઓપર પોતાની મરજી પ્રમાણે ઉમેદવારો બેસાડયા. તેથી ઈંગ્રેજો અર્કાટના નવાબ મહમદઅલીનો પક્ષ ધરી સામા થયા ને એથી બીજો વિગ્રહ શરૂ થયો. ઈંગ્રેજ સરદાર કલાઈવ હતો. સામા પક્ષમાં ચંદાસાહેબ, દુપ્લી અને બુસ્સી હતા. અર્કાટ, આર્નિ, અને કોવરેપાક આગળ લડાઈ થઇ, છેવટે સામો પક્ષ નરમ પડયો, ને ૧૭૫૪ માં સલાહ થઇ.

## કર્ણાટકનો ૩ જો વિગ્રહ. ૧૭૫૮—૧૭૬૧

કારણ—ફ્રેંચ સરદાર લાલીએ દેવિદ કિલ્લાપર હલ્લો કરી ઇંગ્રેજોને કાઢવાની પેરવી કરવા માંડી, તેથી લડાઇ થઈ. ઇંગ્રેજ સરદાર સર ઇકુટ, કર્નલ ફોર્ડ; અને ફ્રેંચના લાલી તથા બુસ્સી હતા. વાંદેવાસ આગળ ૧૭૬૦ માં બંને ફ્રેંચ સરદાર હાર્યા. ૧૭૬૧ માં પાંડીચેરી લીધું, ને ફ્રેંચ સત્તા પરવારી.

## ૧ લો. બંગાળી વિગ્રહ. ૧૭૫૭

નવાબ સુરાજ ઉદ્દૌલાએ એવું બહાનું કાઢયું કે મારી રૈયતમાંનો એક તોહોમતદાર ઇંગ્રેજી રાજ્યમાં ગયેલો પાછો ન આપ્યો એથી લડાઇ જોડી, ઇંગ્રેજ સરદાર કલાઈવ તથા વાટસન હતા. પ્લાસી આગળ નવાબને હરાવી, મીરજાફરને ગાદી આપી. ૧૭૫૭

## બીજો બંગાળી વિગ્રહ. ૧૭૬૦—૧૭૬૩

નવાબના રાહદારી માલનું દાણ કંપનીના નોકરો ન આપવા લાગ્યા તેથી નવાબે ગુસ્સે થઈ દાણનાં નાકાં ઉઠાવી દઇ ઈંગ્રેજી માલની હોડાઓ લૂટી. તેથી લડાઈ થઈ. પટણા ૧ લી, ઘેરીઆ, પટણા બીજી, અને બકસરની લડાઈઓ થઇ. મીરકાસમ, અયો. નવાબ સુજાઉદ્દૌલા, ને દિલ્લીનો બાદશાહ શાહઆલમ એ ત્રણે હાર્યા. ઈંગ્રેજ સરદાર મેજર કર્નાક, મેજર મનરો, મેજર આદમ્સ હતા. છેવટે મીરજાફરને બીજીવાર ગાદી આપી. ૧૭૬૩

## મહિસુરનો ૧ લો વિગ્રહ. ૧૭૬૭—૧૭૬૯

મહિસુરના રાજા હૈદરઅલીએ બેદનુર વગેરે જીતી લઈ ઈંગ્રેજી સરહદપર નુકશાન કરવા માંડયું તેથી લડાઇ થઇ—ચંગામ, ત્રીનોમાલી, અને અંબુર આગળ ૧૭૬૭ માં કર્નેલસ્મીથે તેને હરાવ્યો, છેવટે ૧૭૬૯ માં મદ્રાસમાં સલાહ કરી.

## મહિસુર વિગ્રહ. બિજો ૧૭૮૦—૧૭૮૪

કારણ—ઈંગ્રેજે માહીની થડમાં હૈદરનો કેટલોક મુલક દબાવ્યો તથા તેનાપર મરાઠા ચઢી આવ્યા ત્યારેમદદ ન કરી, એ બે બહાનાં કાઢી તેણે લડાઇ આરંભી—પોલીલોર પહેલી, ચીલાંબ્રમ, પોર્ટો-

નોવો, પોલીલોર બીજી, શોલિંગર અને પનિઆની આગળ ઝગડા થયા. ઈંગ્રેજ સરદાર કર્નલ બેલી, સરકુટ, અને એબીંગ્ટન હતા. હૈદર ૧૭૮૨ માં મરણ પામ્યો. ને તેના પુત્ર ટીપુએ ૧૭૮૪ માં મેંગલોર મુકામે સલાહ કરી.

## ત્રીજો મહિસુર વિગ્રહ. ૧૭૯૦—૧૭૯૨

ઈંગ્રેજના મિત્ર ત્રાવણકોરના રાજા ઉપર વગર કારણે ટીપુએ ચઢાઇ કરી તેથી ત્રીજો ઝગડો શરૂ થયો, શીમોગા, એરીકેરા ને શ્રીરંગપટ્ટણ આગળ લોર્ડ કાર્નવાલીસે ટીપુને હરાવ્યો. છેવટે ૧૭૯૨ માં શ્રીરંગપટ્ટણની સલાહ થવાથી લડાઇ પતી.

## ચોથો મહિસુર વિગ્રહ. ૧૭૯૯

શ્રીરંગપટ્ટણની સલાહ થયા પછી ટીપુ વધારે ક્રોધે ભરાઇ, ફ્રેંચ વગેરેને અંગ્રેજ સામે થવાને ઉશ્કેરતો હતો તેથી લડાઇ થઈ. માલવેલી, સિડાસુર અને શ્રીરંગપટણની લડાઈઓ ૧૭૯૯ માં થઈ. ઇંગ્રેજ સરદાર જનરલ હારીસ, બેયર્ડ ને સ્ટુઅર્ટ હતા, ટીપુ ઇ૦ સ૦ ૧૭૯૯ માં રણમાં પડયો, ને મહિસુરના વિગ્રહનો અંત આવ્યો.

## ૧ મરાઠા વિગ્રહ. ૧૭૭૫—૧૭૮૨

ઈંગ્રેજે રાઘોબાને મદદ કરી તેથી પેશ્વા સામો થયો. ઇંગ્રેજ સૈન્યને હરાવી વારગામ મુકામે પોતાને ફાવતી સરતો કબુલ કરાવી ૧૭૭૯. પછી કેટલાક ઝગડા થયા. આખરે ૧૭૮૨ માં સાલ્બાઇની સલાહ થવાથી લડાઇ પતી.

## બીજો મરાઠા વિગ્રહ. ૧૮૦૨—૧૮૦૪

બાજીરાવ પેશ્વાએ વસાઇ મુકામે ૧૮૦૨ માં ઇંગ્રેજ સાથે સ-

લાહ કરી એથી ભોંસલા તથા સીંધીયા નારાજ થયા, ને લડાઇ જોડી. દિલ્લી, લાસવારી, આરગામ ને આસઇ આગળ મોટી લડાઇઓ થઇ. ઇંગ્રેજ સરદાર જનરલલેક તથા વેલ્સલી હતા. છેવટે સીંધીઆએ સીરજીઅંજેગામ આગળ અને ભોંસલાએ દેવગામ આગળ ૧૮૦૩ માં સલાહ કરી.

હોલ્કર—આ રાજા હજુ શાન્ત થયો નહોતો. તેણે ઈંગ્રેજી હદમાં લુટફાટ ચલાવા માંડી ને તે બાબત પુછાવતાં પાંશરો જવાબ નદીધો તેથી લડાઇ થઇ.

દીગ આગળ ફ્રેજર તથા મોન્સને અને ફરૂકાબાદ આગળ લોર્ડલેકે ૧૮૦૪ માં તેને હરાવ્યો, તોપણ તે તાબે ન થયો. છેવટે ૧૮૦૫ માં તેની મરજી પ્રમાણે ઠરાવ કરી શાન્ત પાડયો.

## ત્રીજો મરેઠા વિગ્રહ. ૧૮૧૭

**અ પેશ્વા**—વસાઇની સલાહ થયા પછી તે ઈંગ્રેજ સામે કાવતરાં કરતો હતો તેથી ફરીને ૧૮૧૭ માં તેની સાથે સલાહ કરી, તોપણ તે શાન્ત થયો નહીં ને તેણે પુનાના ઈંગ્રેજરેસીડેંટ એલ્ફીન્સ્ટન ઉપર હલ્લો કર્યો તેથી લડાઇ થઈ. ખડકી, કોરેગામ અને આસ્ટી આગળ તે હાર્યો, છેવટે ૧૮૧૮ માં તેને ૮ લાખ રૂ. નું પેનશન બાંધી આપી રાજ્ય ખાલસા કર્યું.

**બ ભોંસલા**—નાગપુરમાં ઈંગ્રેજે આપાસાહેબને ગાદી આપી હતી. તેણે હમણાં ઇંગ્રેજ વિરૂદ્ધ કાવતરાં કરી સીતાબલ્દીની ટેકરી ઉપરના ઈં—રેસીડેંટ જેન્કીન્સન ઉપર હલ્લો કર્યો તેથી લડાઇ થઈ. નાગપુર અને જબલપુર આગળ ઇંગ્રેજે તેને હરાવીને નસાડયો. ને બીજા રઘુજીને ગાદી આપી. ૧૮૧૭.

**ક હોલ્કર**—હોલ્કરની સ્ત્રી તુલસીબાઇની મરજી ઇંગ્રેજો સાથે સલાહ સંપ રાખવાની હતી, પણ તેના સરદારો વિરૂદ્ધ હતા; તેથી તેમણે તેને મારી નાંખી લડાઈ જોડી. માહીદપુર આગળ ૧૮૧૭ માં સરટામસ હીસ્લોપ તથા જન-માલ્કમે હોલ્કરના સૈન્યને હરાવ્યું. છેવટે મંદેસરની સલાહ થવાથી લડાઇ બંધ પડી ૧૮૧૭.

## નેપાળ સાથે વિગ્રહ ૧૮૧૪—૧૮૧૬

ગુરખા લોકે સરહદપરનો કેટલોક મુલક દબાવી ઇંગ્રેજી સૈન્યને હરકત કરી તેથી લડાઈ થઇ. મલુન, મકવાનપુર અને હરીહરપુર આગળ ૧૮૧૬ માં લડાઇ થઇ. તેમાં ગુર્ખા હાર્યા. ઇંગ્રેજ સરદાર ઓકટરલોની હતો. છેવટે ૧૮૧૬ માં સેગાઉલીમાં કરાર થયા.

## ૧ લો બ્રહ્મી વિગ્રહ ૧૮૨૪—૧૮૨૬

કારણ—બ્રહ્મી લોકે શાહપુરીનું ઇંગ્રેજી થાણું ઉઠાડી દીધું. (૨) ઇંગ્રેજના મિત્ર કાચારના રાજા ઉપર ચડાઇ કરી અને (૩) ઇંગ્રેજી પ્રજાને હરકત કરવા માંડી, તેથી લડાઈ સળગી. રંગુન પ્રોમ ને પેગામ આગળ ૧૮૨૪-૨૫ માં લડાઈ થઈ. ઇંગ્રેજ સરદાર સરઆર્ચીબાલ્ડ કેમ્પબેલ હતો. તેણે બ્રહ્મી સરદાર મહાબાંદુલા વગેરેને હરાવી, યાન્દાબોગામ આગળ ૧૮૨૬ માં સલાહ કરી.

## બીજો બ્રહ્મી વિગ્રહ—૧૮૫૨

રંગુનના સૂબાએ ઇંગ્રેજ વેપારીઓને હરકત કરી, ને તે બાબત આવાનાં રાજાને પુછતાં બરાબર જવાબ ન દીધો તેથી લડાઈ થઈ. રંગુન અને પેગુ આગળ ૧૮૫૨ માં જનરલ ગોડવીને બ્રહ્મીઓને હરાવ્યા. છેવટે પેગુ આપી સલાહ કરી.

## ત્રીજો બ્રહ્મી વિગ્રહ ૧૮૮૫

બ્રહ્મી રાજાએ બ્રહ્મદેશમાં વેપાર કરનારી મુંબાઇની કંપનીને હરકત કરી તથા તે બાબત પાંશરો જવાબ ન દીધો, અને ફ્રેંચોને કેટલાક હક આપવા માંડયા તેથી લડાઇ જાગી, ઇંગ્રેજ સરદાર જનરલ પ્રેન્ડરગાસ્ટ તથા કર્નલ સ્લેડને જઇ રાજા થીબોને હરાવી તાબે કર્યો. છેવટે બ્રહ્મદેશ ખાલસા કર્યો, ૧૮૮૫

## પહેલો અફઘાન વિગ્રહ ૧૮૩૯—૧૮૪૨

રૂશિયન ધાસ્તીને લીધે કેટલાક ઠરાવ કરવા સારૂ, અમીર દોસ્તમહમદ પાસે એક વકીલ મોકલ્યો, પણ તેનુ કહેવું માન્યું નહીં તથા રૂશ લોકોના એલચીને માન આપ્યું એથી લડાઇ થઈ. ઇંગ્રેજ સરદાર સર જાનકીન, જન. સેલ, જન. એલ્ફીસ્ટન, જન. નાટ, જન. પોલોક અને જન. ઇંગ્લાંડ હતા. પરવાન આગળ ૧૮૪૦ માં જન. સેલે દોસ્તમહમદને હરાવ્યો. ને પછી કેદ કર્યો. તેના પુત્ર અકબરખાંએ ઇંગ્રેજનાં કેટલાંક માણસ કેદ કર્યાં. છેવટે કાબુલ, કંદહાર, ધિજની વગેરે જીતી લેઇ, ઇંગ્રેજ બંધીવાનોને છોડાવી ૧૮૪૨ ના સપ્ટેમ્બરમાં બધું લશ્કર પાછું આવ્યું.

## બિજો અફઘાન વિગ્રહ ૧૮૮૦—૧૮૮૧

રૂશિયન ધાસ્તીને લીધે કેટલાક કરાર કરવાને માટે, અમીર શેરઅલી પાસે એક એલચીખાતું મોકલ્યું, પણ તેને અમીરે પોતાના મુલકમાં પેસવા ન દીધું તથા રૂશિઆના વકીલને માન આપ્યું તેથી લડાઇ જાગી. ઇંગ્રેજ સરદાર જન. રાબર્ટ તથા સ્ટુઅર્ટ હતા. સામા પક્ષમાં યાકુબખાં, અયુબખાં, મુસાખાં, મીર બુચાખાં, જાનમહમદ વગેરે હતા. મૈવંદ આગળ ૧૮૮૦ માં જન. રાબર્ટે

અયુબને હરાવ્યો. છેવટે અબ્દુલ રહેમાનને ગાદી આપી લશ્કર પાછું આવ્યું. માર્ચ ૧૮૮૧

### સિંધ વિગ્રહ. ૧૮૪૨—૧૮૪૩

અફ્ઘાન લડાઇ વખતે મુંબાઇના લશ્કરને સિંધમાં થઇ જતાં, અમીરોએ હરકત કરી ને તે બાબદ પુછાવતાં માન્યું નહીં તેથી લડાઈ થઈ. સરચાર્લ્સનેપીયરે મીનાની અને હૈદ્રાબાદ આગળ ૧૮૪૩ માં તેમને હરાવી સિંધ ખાલસા કર્યો.

### સીંધીઆ સાથે વિગ્રહ. ૧૮૪૩—૧૮૪૪

અગાઉના કરાર તોડી મહારાણીએ ઇંગ્રેજના નીમેલા કારભારીને દૂર કર્યો, ને લશ્કર ઉશ્કેરાયું તેથી લડાઇ થઇ. ઇંગ્રેજ સરદાર લોર્ડ એલ્જીન, લોર્ડ ગોફ અને જન. ગ્રે હતા. મહારાજપુર અને પનિયાર આગળ ૧૮૪૩ માં સિંધિયાના લશ્કરને હરાવી, ૧૮૪૪ માં સલાહ કરી.

### પહેલો સીખ વિગ્રહ ૧૮૪૪—૧૮૪૬

લશ્કરી બળ વધી પડવાથી તેણે ઇંગ્રેજી સરહદપર નુકશાન કરવા માંડયું તેથી લડાઇ જાગી. મૂડકી, ફીરોજશેહેર, અલીવાલ ને સોબ્રોન આગળ મોટા જંગ મચ્યા. ઇંગ્રેજ સરદાર લોર્ડ ગોફ તથા હેનરી સ્મીથ હતા. સામા પક્ષમાં લાલસિંહ, ગુલાબસિંહ, ને શ્યામસિંહ હતા. છેવટે ઇ. સ. ૧૮૪૬ માં લાહોરમાં સલાહ કરી લડાઈ પતવી.

### બીજો સીખ વિગ્રહ. ૧૮૪૮—૧૮૪૯.

મુલતાનના સૂબા લાલામુળરાજે તોફાનમચાવી, બે ઇંગ્રેજી અમલદારોને મારી નાંખ્યા તેથી લડાઇ થઈ. કીનેરી, સદુસેન અને રામનગર આગળ ૧૮૪૮ માં તથા ચીલીયનવાલા ને ગુજરાત આગળ ઇ. સ. ૧૮૪૯ માં જબરા જંગ થયા. તેમાં ઇંગ્રેજોને ઘણું

નુકશાન થયું અને સીખ હાર્યા. સીખ સરદાર શેરશિંગ તથા છત્ર-સિંગ અને ઈંગ્રેજ સરદાર એડવર્ડ તથા ગોફ્ હતા. છેવટે દુલિપ-સિંહને પેન્શન બાંધીઆપી પંજાબ ખાલસા કર્યો. ૧૮૪૯

## ચીનાઈ ૧ લો વિગ્રહ ૧૮૪૦—૧૮૪૨

ચીનના રાજાએ પોતાનો લાભ સાચવવા, ઇંગ્રેજ અફીણ વે-પારીઓને હરકત કરી તેથી લોર્ડ ગોફે ૧૮૪૦ માં ચીનના લશ્કરને હરાવી પાંચ બંદરોમાં વેપાર કરવાની હા પડાવી, ૧૮૪૨.

## બીજો ચીનાઈ વિગ્રહ. ૧૮૫૭

કંતાનના સૂબાએ ઇંગ્રેજ વેપારીઓને હરકત કરી માટે બી-જીવાર લડાઇ જાગી. લોર્ડ એલ્જીને ઈંગ્લાંડથી જઇ તેમને હરાવ્યા.

## ઈરાનવિગ્રહ.—૧૮૫૭

હેરાતગઢ જીતવામાં ઇરાની શાહને ઈંગ્રેજે અટકાવેલો હતો; તે-થી તે ગુસ્સે થયો હતો. હમણાં તેણે ઇંગ્રેજ અમલદારોને અપમાન આપવા માંડયું તેથી જન. ઐટ્રામે શાહને નરમ પાડયો.

## ભુતાન વિગ્રહ ૧૮૬૪

દુવાર પ્રગણું ઇંગ્રેજો પાસે હતું, ને તેના બદલામાં અમુક ર-કમ રાજાને ભરાતી, પણ તેથી તેણે નારાજ થઈ લડાઇ જોડી. આખરે તેને સમજાવી સલાહ કરી.

## પરચુરણ વિગ્રહ.

(૧) પીંઢારી વિગ્રહ ૧૮૧૭ માં લોર્ડ હેસ્ટીંગ્સના વખતમાં થ-યો. (૨) આબીસીનીયા સાથે ઇ૦ સ૦ ૧૮૬૮ માં લોર્ડ લારેન્સના વખતમાં લડાઈ થઇ હતી. (૩) મીસર દેશના અરબી બાદશાહ સા-મે સને ૧૮૮૨ માં લડાઇ થઈ હતી. હાલમાં દુલિપસિંહ રૂશિયાને આશરે રહી કાવાદાવા રચે છે ને મધ્ય એશિયામાં રૂશિઅન વર્ગ વધતો જાય છે.

# તહનામાં.

૧ મદ્રાસ.—૧૭૫૪—ફ્રેંચ (ગોધ્યુ) અને અંગ્રેજ—(૧) એક બીજાનો લીધેલો મૂલક પાછો આપવો. (૨) દેશી રાજ્યોની ખટપટમાં પડવું નહીં. (૩) નીજામ તથા નવાબને એક બીજાએ કબુલ રાખવા.

૨ કલકત્તા.—૧૭૫૭ બંગાળાનો નવાબ (સુરા. દૌલા) અને અંગ્રેજ (કલાઈવ) (૧) બંગાળાનાં સર્વે થાણાં અંગ્રેજને આપવાં. (૨) કલકત્તાનો કિલ્લો બાંધવાની પરવાનગી આપવી. અંગ્રેજી માલનું દાણુ ન લેવું.

૩ મદ્રાસ. ૧૭૬૭—હૈદર અને ઈંગ્રેજ—(૧) એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો. (૨) એક બીજાને આરસ્પરસ મદદ કરવી.

૪ પુરંદર—૧૭૭૯ મરાઠા (માધવરાવ પેશ્વા), અને અંગ્રેજ રાઘોબાનો પક્ષ અંગ્રેજ ન પકડે તો સાષ્ટી તથા વસઇ બેટ આપવા.

૫ વારગામ—૧૭૭૯ મરાઠા (માધવરાવપેશ્વા), અને અંગ્રેજ સાષ્ટી વગેરે બેટ લેવાની વાત છોડી દે તો, અંગ્રેજોને સુખે જવાદેવા. (૨) એ સરતો પાળતાલગી બે અંગ્રેજોને ઓળમાં મોકલવા.

૬ સાલ્બાઇ—૧૭૮૨ મરેઠા અને અંગ્રેજ પુરંદર મુકામે સંધી થયા પછી, મરેઠાનો જેટલો મુલક અંગ્રે-

જે લીધો હોય, તે તેમને પાછો સોંપવો.

**૭ મેંગલુર**-૧૮૮૪ ટીપુ અને અંગ્રેજ (૧) એક બીજાનું લીધેલું પાછું સોંપવું, ને સંપસંપીને રહેવું.

**૮ શ્રીરંગપટ્ટણ**–૧૭૯૨ ટીપુ અને અંગ્રેજ (કાર્નવાલી.) (૧) ટીપુએ પોતાનું અડધું રાજ્ય, અંગ્રેજ તથા તેમની મદદે આવેલા રાજાઓને વહેંચી આપવું. (૨) લડાઈના ખરચ બદલ ૩ કરોડ રૂ. આપવા. (૩) અંગ્રેજ બંદીવાનને છોડી મુકવા. (૪) સરતો પાળતા લગી, તેના બે પુત્રોને અંગ્રેજી છાવણીમાં રાખવા.

**૯ હેદ્રાબાદ**—૧૭૯૮ નીજામ અને અંગ્રેજ, (૧) ફ્રેંચ અધિકારીને કાઢી મુકવા. (૨) સીકંદરાબાદમાં અંગ્રેજી લશ્કર, નીજામના ખર્ચે રાખવું. (૩) રાજ્યમાં બીજા યુરોપીઅનને ન રાખવા.

**૧૦ સદર**—૧૮૦૧ નીજામ તથા અંગ્રેજ,–સીકંદરાબાદના સૈન્યના ખરચ બદલ, બાલાઘાટ પ્રાંત આપવો.

**૧૧ અયોધ્યા**—૧૮૦૧ અયો, નવાબ અને અંગ્રેજ વચ્ચે અંગ્રેજે નવાબનું રક્ષણ કરવું, ને નવાબે વાવ્ય પ્રાંતનો મુલક અંગ્રેજને આપવો.

**૧૨ વસાઇ**—૧૮૦૨ બાજીરાવ પેશ્વા અને અંગ્રેજ. ૧ પુનામાં પેશ્વાના ખરચથી અંગ્રેજી સૈન્ય રાખવું. (૨) બીજી યુરોપી પ્રજાને રાખવી નહીં. (૩) સુરત તથા મુંબઈની આજુ બાજુનાં ગામ અંગ્રેજને આપવાં. (૪) પરરાજ્ય વચ્ચેનાવાંધા અંગ્રેજમારફત પતવવા.

૧૩ **દેવગામ**—૧૮૦૩ ભોંસલે રઘુજી, અને અંગ્રેજ (૧) કટક પ્રાંત, તથા વર્ધા નદીની પશ્ચિમ બણીનો ભાગ અંગ્રેજને આપવો. (૨) બીજી યુરોપી પ્રજાને કાઢી મુકવી. (૩) પરરાજ્ય વચ્ચેના વાંધા અંગ્રેજ મારફત ચુકાવવા. (૪) એક બીજાના રાજમાં વકીલ રાખવા.

૧૪ **સીરજીઅંજે**-(અરજીનગામ) ૧૮૦૩) સીંધીયા દોલતરાવ અનેઅંગ્રેજ-ગંગાજમનાવચ્ચેનોદુઆબતથાભરૂચ, અહમદનગર વગેરે ઈંગ્રેજને આપવું. (૨) બીજા રાજ્ય સાથેના વાંધા અંગ્રેજ મારફત પતાવવા.(૩) ઈંગ્રેજના મિત્ર સાથે લડવું નહીં.

૧૫ **સેગાઉલી**—૧૮૧૬ ગુર્ખા અને ઈંગ્રેજ (૧) કાલી નદીની પશ્ચિમના પ્રાંત જેના હોય તેને સોંપવા.(૨) સરહદપરનો સપાટ પ્રદેશ અંગ્રેજને આપવો.(૩) સીકીમના રાજાનો મુલક પાછો આપવો. (૪) ખટમંડુના દરબારમાં રેસીડેંટ રાખવો.

૧૬ **પુના**—૧૮૧૭ પેશ્વા અને ઈંગ્રેજ (૧) સૈન્યના ખર્ચ માટે, આગળ કરતાં વધારે મૂલકઆપવો (૨) બીજાં રાજ્ય સાથે ઈંગ્રેજ મારફત વહેવાર ચલાવવો

૧૭ **મંદેસર**.—૧૮૧૭ હોલ્કર અને ઈંગ્રેજ (૧) ઈંગ્રેજી સૈન્ય પોતાના રાજમાં રાખવું. (૨) સાતપુડાની દક્ષિણનો મુલક ઈંગ્રેજને આપવો. (૩) પીંઢારાનેમદદ ન કરવી. (૪) બુંદી વગેરે રજપુત રાજ્યોપર દાવો નં કરવો.

૧૮ **ઈંદોર**—૧૮૧૮ બાજીરાવ અને ઈંગ્રેજ (૧) બાજીરાવે

પેશ્વાનો દાવો છોડી, બીઠુરમાં આઠલાખ રૂ. પેન્શન લેઇ રહેવું, (૨) પેશ્વાની આપેલી જાગીરો રહેવાદેવી, તથા ધર્માદા વર્ષાશન પણ ચાલુ રાખવાં. (૩) બાજીરાવના કુટુંબને બીઠુરમાં પહોચાડવું.

**૧૯ યાન્ડાબો**-૧૮૨૬-બ્રહ્મી અને ઈંગ્રેજ (૧) આસામ, આરાકાન, ટેનાસરીમ વગેરે પ્રાંત ઇંગ્રેજને આપવા. (૨) લડાઇનુ ખરચ ૧ કરોડ રૂ, ઇંગ્રેજને આપવું.

**૨૦ ગ્વાલીયર**—૧૮૪૩- સીંધીયા અને અંગ્રેજ- (૧) સીંધીયાનું લશ્કર ઘટાડવું. (૨) ગ્વાલીયરમાં રેસીડેંટના હાથ નીચે ઈંગ્રેજી સૈન્ય રાખવું. (૩) રેસીડેંટની સલાહ પ્રમાણે પંચ કારભાર ચલાવે. (૪)સીંધીઆની મા તારાબાઈએ પેન્શન લેઈ દુર રહેવું.

**૨૧ લાહોર**—૧૮૪૬ સીખ અને ઇંગ્રેજ (૧)જાલંદર દુઆબ ઈંગ્રેજને આપવો. (૨) રેસીડેન્ટની સલાહ પ્રમાણે, કૌંસીલ કારભાર કરે. (૩) લાહોરમાં ઈંગ્રજી સૈન્ય રાખવું. (૪) લડાઇનું ખરચ લાહેર દરબારે આપવું

**૨૨ હૈદ્રાબાદ**—૧૮૫૩ નીજામ અને ઇંગ્રેજ લશ્કરના ખરચ બદલ વરાડ પ્રાંત આપવો.

**૨૩ ગંદામક**—૧૮૭૯ યાકુબખાન અને ઈંગ્રેજ (૧) કાબુલ વગેરે કેટલોક મૂલક અંગ્રેજને આપવો. (૨) કાબુલમાં રેસીડેન્ટ રાખી, અંગ્રેજી લશ્કર રાખવું. (૩) બીજાં રાજ્ય જોડે અંગ્રેજ મારફત વહેવાર ચલાવવો.

---

## હિંદમાં ઇંગ્રેજ સરકારને મળેલો મુલક.

| નામ. | સાલ | કોનીપાસેથી શીરીતે મળ્યો. |
|---|---|---|
| મદ્રાસ ... ... | ૧૬૩૯ | —ચંદ્રગીરીના રાજા પાસેથી વેચાણ. |
| મુંબઇ ... ... | ૧૬૬૮ | —ઇંગ્લાંડના રાજા પાસેથી અવેજમાં. |
| બંગાળા,બાહાર,ઓઢીઆ | ૧૭૫૬ | —દીલ્લીના બાદશાહ પાસેથી બક્ષીસ. |
| ઉત્તરસરકાર ... | ૧૭૬૫ | —નીજામ પાસેથી સલાહમાં |
| મહિસુર... ... | ૧૭૯૯ | —ટીપુ પાસેથી લડાઇમાં |
| વાવ્ય પ્રાત ... | ૧૮૦૧ | —અયોધ્યાના નવાબ પાસેથી સલાહમાં |
| કર્ણાટક ... | ૧૮૦૧ | કર્ણાટકના નવાબ પાસેથી રાજના અંધેરથી ખાલસા |
| બાલાઘાટ ... | ૧૮૦૧ | —નીજામ પાસેથી સલાહમાં |
| ભરૂચ, પાવાગઢ ... | ૧૮૦૩ | —સીંધીયા પાસેથી લડાઈમાં |
| સીલોન ... | ૧૮૦૬ | —વલંદા પાસેથી સલાહમાં |
| અમદાવાદ ... | ૧૮૧૮ | —મરેઠા પાસેથી લડાઇમાં |
| મહારાષ્ટ્ર ... | ૧૮૧૮ | —પેશ્વા પાસેથી લડાઇમાં |
| આસામ, આરાકાન ટીનાસરી | ૧૮૨૬ | —બ્રહ્મી રાજા પાસેથી સલાહમાં |
| કુર્ગ ... | ૧૮૩૪ | —રાજ્યના અંધેરથી ખાલસા |
| સિંધ ... | ૧૮૪૩ | —અમીરો પાસેથી લડાઈમાં |
| સતારા ... | ૧૮૪૯ | —બીનવારસી ખાલસા |
| પંજાબ ... | ૧૮૪૯ | —બીજા સીખ વિગ્રહમાં ખાલસા |
| નાગપુર, ઝાંસી ... | ૧૮૫૩ | —બીનવારસી ખાલસા |
| પેગુ ... | ૧૮૫૩ | —બીજા બ્રહ્મી વિગ્રહમાં ખાલસા |
| વરાડ ... | ૧૮૫૩ | —નીજામ પાસેથી ફોજના ખર્ચ પેટે |
| અયોધ્યા .... | | અયોધ્યાના નવાબ પાસેથી અંધેર રાજને લીધે ખાલસા |
| પંચમહાલ ... | ૧૮૬૧ | —સીંધીયા પાસેથી સાટામાં |
| શુદ્ધ બ્રહ્મદેશ ... | ૧૮૮૬ | —રાજ્યના અંધેરથી ખાલસા |

# ઉપયોગી હકીકત.

**મહારાણી શ્રી વિકટોરિયા**—બ્રિટિશ શાહેનશાહતનાં માનવંતાં દેવી શ્રી તા. ૨૪ મી મે સને ૧૮૧૯ ને રોજ જનમ્યાં. તા. ૨૦ જુન સને ૧૮૩૭ ને રોજ ઇંગ્લાંડની ગાદીપર બેઠાં. ઇ. સ ૧૮૫૮ માં ઇસ્ટઇંડીઆ કંપની પાસેથી હિંદુસ્તાનના રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. ૧૮૭૭ માં " કૈસરેહિંદ " નું પદ ધારણ કર્યું. ૧૮૮૭ માં તેમને રાજ્ય કરતાં પચાસ વર્ષ થયાં તેનો જ્યુબિલી મહોત્સવ બ્રીટીશ રાજ્યમાં સર્વ સ્થળે મોટી ધામધુમથી થયો હતો.

**ક્લાઇવ.**—એ ૧૭૨૫ માં જન્મ્યો, અને ઇ. સ. ૧૭૪૪ માં હિંદમાં આવી વેપાર ખાતામાં નોકર રહ્યો. પાછળથી એ નોકરી પસંદ નહીં પડતાં લશ્કરી ખાતામાં નોકર રહ્યો. ત્રીચીનાપલ્લીનો ઘેરો ઉઠાવવાને, ચંદાસાહેબની રાજધાની અર્કાટ ઉપર હલો કરવાની યુક્તિ એણે બતાવી, અને તેમાં ફતેહ પામવાથી તે પંકાયો. અર્કાટ આગળ ૧૭૫૧ માં ચંદાસાહેબ તથા તેના મદદગાર ફ્રેંચોને હરાવ્યા. એથી ઇંગ્રેજી રાજ્યનો પાયો નંખાયો. આર્ની અને કોવરેપાક આગળ ૧૭૫૧ માં રાજાસાહેબને હરાવ્યો. ૧૭૫૨ માં પહેલીવારનો સ્વદેશ ગયો. ૧૭૫૫ માં મદ્રાસનો ગવર્નર બની પાછો આવ્યો. બંગાળાના નવાબ સુરાજઉદૌલાને પ્લાસી આગળ ૧૭૫૭ માં હરાવ્યો. ઈ૦ સ૦ ૧૭૬૦ માં બીજીવાર સ્વદેશ ગયો, અને બંગાળાની ગાદી મીરજાફરને આપી. ૧૭૬૫ માં પાછા આવી દિલ્હીના બાદશાહ પાસેથી બંગાળા, બહાર, અને ઓરિસ્સા પ્રાંતોની સનંદ મેળવી, અને લશ્કરી ખાતા વીગેરેમાં સુધારો કરી ૧૭૬૭ માં છેલ્લી વારનો સ્વદેશ ગયો. ત્યાં તેના દુશ્મનોએ તેનાપર કામ ચલાવ્યું. તેમાં નિર્દોષ ઠર્યો તો પણ આપઘાત કરી ૧૭૭૪ માં મરણ પામ્યો.

હિંદના અંગ્રેજી રાજ્યનો પાયો નાંખનાર નર એ હતો.

**ડુપ્લી**-એ ફ્રેંચ સરદાર હતો. ૧૭૩૧ માં હિંદમાં આવ્યો, ૧૭૪૨ માં પાંડીચેરીમાં ગવર્નર થયો. તેણે ૧૭૪૬ માં મદ્રાસ જીત્યું. તેણે નીજામ તથા નવાબ ચંદાસાહેબને ગાદી અપાવી, અંબુર આગળ ૧૭૪૯ માં અનવરૂદીન નવાબને માર્યો. ફ્રેંચ સત્તા સ્થાપનાર એ પુરૂષ હતો. ૧૭૫૪ માં ફ્રાન્સ ગયો. અને ૧૭૬૩ માં અપમાન પામી મરણ પામ્યો.

**લાલી**-એ ફ્રેન્ચ સરદાર હતો. ૧૭૫૮ માં હિંદમાં આવ્યો, ને તુર્ત ફોર્તસેંટ દેવીદ જીતી ફુલાયો. તેણે ઇંગ્રેજ સામે બાથ ભીડવાને, નીજામના રાજમાં સત્તાધારી થયેલા બુસ્સીને, અવિચારથી બોલાવ્યો, પણ વાંદેવાસ આગળ ૧૭૬૦ માં બંને હાર્યા. એણે ફ્રેન્ચ સત્તા ખોઇ, તેથી તેને ઇ૦ સ૦ ૧૭૬૧ માં પાછો ફ્રાન્સ બોલાવી લીધો. ને ત્યાં ૧૭૬૬ માં બેઆબરૂ કરી તેને ફાંસી દીધી.

**બુસ્સી**—એ ફ્રેન્ચ સરદાર હતો. નીજામ મુજફ્ફરને ૧૭૫૦ માં ગાદી અપાવી, અને તેના રાજમાં ઘણી વગ વધારી, મચ્છલીપટણ તથા ઉત્તરસરકાર મેળવ્યાં. અવિચારી લાલીએ ઇંગ્રેજ સામે લડવાને તેને બોલાવ્યો, ને ઇ૦ સ૦ ૧૭૬૦ માં વાંદેવાસની લડાઇમાં પકડાયો. તેણે ૧૭૮૧ માં મહિસુર વિગ્રહ વખતે હેદરને સારી મદદ કરી હતી.

**ચંદાસાહેબ**-કર્ણાટકના નવાબ દોસ્તઅલીનો, એ જમાઈ હતો. તેને મરેઠાએ ૧૭૪૧ માં અંબુર આગળ હરાવી કેદ કર્યો હતો. પાછળથી ડુપ્લી તથા મુજફરજંગે છોડાવ્યો. ત્રણે જણે ૧૭૪૯ માં અંબુર આગળ નવાબ અનવરૂદીનને માર્યો, તેથી ચંદાસાહેબને

તે ગાદી મળી. ત્રીચીનાપલ્લીમાં એણે ઈંગ્રેજના મિત્ર મહમદઅલીને ઘેર્યો પણ કલાઇવે એ ઘેરો ઉઠાવ્યો. ચંદાસાહેબ આખરે એકલો પડયો, અને ૧૭૫૨ માં માર્યો ગયો.

**મુજફ્ફરજંગ**—એ નીઝામુલમુલ્કનો પુત્ર હતો. પોતાના ભાઈ નાસીરજંગને ઉઠાડી, ફ્રેંચ સરદાર દુપ્લીની મદદથી એણે ગાદી લીધી. ૧૭૫૦ માં એને નાસીરજંગે હરાવી કેદ કર્યો. પાછળથી બુસ્સીએ છોડાવ્યો. અંબુરની લડાઈમાં એ દુપ્લીની સાથે હતો. એ ૧૭૫૧ માં મરણ પામ્યો.

**નાસીરજંગ**—એ, નીઝામનો પુત્ર હતો. દુપ્લીની મદદથી તેને તેના ભાઈ મુજફ્ફરે ઉઠાડી મૂકયો ૧૭૫૦, પણ મુજફ્ફર માર્યો જવાથી બુસ્સીએ તેને ગાદી આપી.

**સુરાજઉદ્દૌલા**—એ બંગાળાનો નવાબ હતો. તેણે અંગ્રેજ સામી લડાઈ ઉઠાવી, કલકત્તાના કિલ્લામાં ૧૪૬ ઇંગ્રેજોને ગુંગળાવી માર્યા. પ્લાસીની પ્રખ્યાત લડાઇમાં તે ૧૭૫૭ માં હાર્યો. ને મીરજાફ્ફરનાપુત્ર મીરાને તેજ સાલમાં તેને મરાવ્યો.

**મીરજાફ્ફર**—એ બંગાળાના નવાબ સુરાજઉદ્દૌલાનો સેનાપતિ હતો. તે ફુટીને ઈંગ્રેજોને મળી ગયો તેથી ૧૭૫૭ માં ઈંગ્રેજે તેને ગાદી અપાવી. પાછળથી તેણે ઇંગ્રેજોને કાઢવા માટે વલંદાની મદદ માગી પણ કલાઈવે ચીન્સુરા આગળ તેમને હરાવ્યા ૧૭૫૯, આખરે તે પોતાની ફોજનો પગાર બરાબર આપી શકયો નહીં તેથી ૧૭૬૦ માં ઇંગ્રેજે તેને ઉઠાડી, તેના ધનવાન જમાઇ મીરકાસીમને ગાદી આપી. મીરકાસીમ સાથે લડાઇ થતાં, ૧૭૬૩ માં ફરીને મીરજાફ્ફરને ગાદી મળી. તે ૧૭૬૫ માં મુઓ.

**મીરકાસીમ**—એને ૧૭૬૦ માં ઈંગ્રેજે ગાદી અપાવી. એણે પટણાના સુબા રામનારાયણને લૂટીને માર્યો. થોડા દિવસમાં દાણ લેવા સંબંધી વાંધો ઉઠયો તેથી તેણે અંગ્રેજી માલની હોડીઓ લૂટી, અને અંગ્રેજોની કતલ કરાવી. ઘેરીઆ આગળ ૧૭૬૩ માં હાર્યો. તેને અયોધ્યાના નવાબ આસોફૈદલા તથા દિલ્લીના બાદશાહ શાહઆલમે મદદ કરી, પણ તે બધા હાર્યા. મીરકાસમ રખડીને ૧૭૮૦ માં મુઓ.

**ચૈયતસિંહ**—એ કાશીનો રાજા હતો. ૧૭૮૧ માં તે પદભ્રષ્ટ થયો. ઠરાવ કરતાં વધુ નાણું તેની પાસે વાર્નહેસ્ટીંગ્સે માગ્યાં તે આપવાની તેણે ના પાડી તેથી હેસ્ટીંગ્સે ગુસ્સે ભરાઇ તેને કેદ કર્યો. ૧૭૮૧. પાછળથી કાશીના લોકોએ તેને છોડાવ્યો. તે ગ્વાલીયરમાં ૧૮૧૦ માં મુઓ.

**સરઈકુટ**—એ ઈંગ્રેજ સરદાર ૧૭૫૯ માં હિંદમાં આવ્યો. વાંદેવાસ, પોર્ટોનોવો, પોલીલોર, અને શોલીંગરની લડાઈમાં તેણે બહાદુરી કરી. ચીલામ્બ્રમ આગળ ૧૭૮૧ માં હાર્યો હતો. ૧૭૮૩ માં મદ્રાસમાં ગત થયો.

**લોર્ડ ગોફ**—ઈ૦ સ૦ ૧૮૪૩ માં સીંધીઆ સાથે પનીઆરની લડાઇમાં સીખ સાથેની ૧૮૪૫ ની મુડકી, ફીરોજશહેર, સોબ્રાન, એ લડાઇઓમાં તથા ૧૮૪૯ ના સીખ વિગ્રહમાં રામનગર, ચીલીયનવાલા, અને ગુજરાત આગળ બહાદુરી કરી. ૧૮૬૨ ની ચીનની લડાઈમાં પણ તે હતો.

**લોર્ડ લેક**—એણે ૧૮૦૩–૪ માં દિલ્લી, લાસ્વારી ને ફરૂકાબાદ, એ લડાઈમાં ખ્યાતી મેળવી. ભરતપૂરના ઘેરામાં તેને ૧૮૦૫ માં પાછા ફરવું પડયું હતું. તે ૧૮૦૮ માં મુઓ.

**જન. આર્થર વેલ્સલી**—એને ડયુક ઓફ વેલીંગ્ટન કહેછે. લોર્ડવેલ્સલી ગવર્નર ૪૦ નો એ ભાઇ ટીપુ સાથેની લડાઈમા ૧૭૯૯ માં પ્રખ્યાત થયો. બીજા મરેઠી વિગ્રહમાં અસઇ અને આરગામ આગળ મરેઠાને હરાવ્યા ૧૮૦૩, તે ૧૮૦૫ માં સ્વદેશ ગયો. યુરોપમાં વાટરલુની પ્રખ્યાત લડાઈમાં નેપોલીયનને હરાવ્યો. ૧૮૧૫

**જન. માલ્કમ**—૧૮૦૩ માં સીંધીયા તથા ભોંસલા સાથે સલાહ કરી. તેણે કલાઇવનો, ઈરાનનો દક્ષિણનો અને હિંદનો ઈતિહાસ બનાવ્યો છે. ઇરાન શાથે સલાહ કરવા ૧૮૦૯ માં ગયો. માહીપૂર આગળ હોલ્કરને હરાવ્યો ૧૮૧૭. પેશ્વા શાથે ૧૮૧૮ માં સલાહ કરી.

**સર. જે. ઔટ્રામ**—એ સીંધમાં કમીશનર હતો. ૧૮૪૨ માં સીંધના અમીરો સાથે સલાહ કરવા ગયો હતો. ઇરાન સાથેની ૧૮૫૬ ની લડાઇમાં બહાદૂરી કરી. વડોદરા તથા અયોધ્યામાં પણ રેસીડેન્ટની જગાપર હતો. લખનોરના બંડમાં ૧૮૫૭ માં બહાદૂરી કરી.

**કંપનીના પટાની હકીકત**—(૧) પ્રથમ ૧૬૦૦ માં ઈલીઝાબેથ રાણી પાસેથી કંપનીએ હિંદુસ્તાનમાં વેપાર કરવાની સનંદ લીધી. (૨) સન ૧૭૭૩ માં થયેલા "રેગ્યુલેટીંગ આકટ" ના ધારાથી કંપનીને રાજકિય સત્તા મળી. (૨) બંગાળાના ગવર્નરને ગવર્નર જનરલનો ઇલકાબ મળ્યો. ૩. મુંબઇ અને મદ્રાસમાં ગવર્નર નીમ્યા. ૪. ગવર્નર જનરલને મદદ કરવા ચાર સભાસદોની કૌંસીલ નીમી. ૫. કલકત્તામાં હાઈકોર્ટ સ્થાપી. ૩. ત્રીજીવાર ઇ. સ. ૧૭૮૪ માં પીટનું બીલ મંજુર થયું. જેથી કંપનીના કામ ઉપર દેખરેખ રાખનારી "બૉર્ડ ઑફ કંટ્રોલ" નામે સભા ઠરાવી. ૨. ગવર્નર

જનરલ ઈન કૌંસીલનું પદ વપરાવા માંડયું. ૩. મુંબઇ અને મદ્રાસ માં પણ કૌંસીલ ઠરાવી આપી. ૪. ચોથુ-પટાની હદ વીસ વર્ષની ઠરાવેલી હતી, તેથી ફરીને લૉર્ડ મીન્ટોના વખતમ ૧૮૧૩ માં ફેરફાર થયો. તેમાં હિંદમાં વેપાર કરવાને તમામને છુટ આપી, કંપનીને ફકત ચીન સાથે વેપાર કરવાની રજા આપી, અને રાજકિય બાબતમાં વધુ લક્ષ દેવાનું ઠરાવ્યું ૫. લૉર્ડ બેન્ટીંકના વખતમાં ૧૮૩૩ માં કંપનીને ફકત રાજકિય સત્તા ચલાવવાનું ઠરાવ્યું, ને હિંદ તથા ચીનના વેપાર માટે સઘળા ઈગ્રેજોને છુટ આપી. ૬. લૉર્ડ ડેલૌઝીના વખતમાં ૧૮૫૩ માં છઠીવાર ફેરફાર થયો. એ વેળા વીસને બદલે ૧૮ ડીરેકટર રાખ્યા, બંગાળામાં લેફ્ટેનેંટ ગવર્નર નીમ્યો, સીવીલસર્વીસની પરીક્ષા હિંદુસ્તાન માટે ખુલ્લી મૂકી, અને પટાની હદ મરજી મુજબ રાખી ૭. છેવટે ૧૮૫૭ નો બળવો થયાથી, તેમ પટાની કઇ મુદત ઠરાવેલી નહીં હોવાથી ૧૮૫૮ માં કંપની પાસેથી રાજકિય સત્તા પાર્લમેંટે લઇ લીધી, ને રાજાના નામથી સિક્કા પાડયા.

**હિંદપર પરદેશી સ્વીરીઓ**—૧. પ્રથમ ઇ૦ સ૦ પૂ. ૫૧૮ માં ઈરાનના દારા રાજાએ હિંદના પશ્ચિમ ભાગ તરફ હુમલો કરી, સિંધુ નદી આગળનો કેટલોક ભાગ જીતી લીધો હતો ૨. ઈરાનના રાજાને હરાવી. ઇ૦ સ૦ પૂ. ૩૨૭ માં ગ્રીસ દેશના મહાન સિકંદર પાદશાહે હલ્લો કર્યો હતો. તે પંજાબ સુધી આવી પાછો ફર્યો. ૩. ઈ૦ સ૦ પૂ. ૧૮૧ થી વીસ વરસ સુધી બાકત્રીયન લોકે સ્વારી કરી થોડો ભાગ જીત્યો. ૪. ઇ૦ સ૦ પુ. ૧૦૦ થી ઇ૦ સ૦ ૫૦૦ સુધી સીથીયન લોકે હુમલા કર્યા હતા. ૫. ઇ૦ સ૦ ૭૧૨ માં

મહમદ કાસમે સિંધપર સ્વારી કરી હતી. ૬. ઈ૦ સ૦ ૯૭૭ માં સબકતગીન ઘિજનીએ પંજાબપર સ્વારી કરી. ૭. ઈ૦ સ૦ ૧૦૦૧ થી ૧૦૨૪ સુધીમાં મહમદ ઘિજનીએ ૧૭ સ્વારી કરી હતી. ૮. ઈ૦ સ૦ ૧૧૭૬–૧૧૯૫ સુધી શાહબુદ્દીને નવ સ્વારી કરી હતી. ૯. ઈ૦ સ૦ ૧૨૯૭ –૧૩૦૪ સુધી મુગલ લોકોએ અલ્લાઉદ્દીન ખિલજીના વખતમાં સાત હુમલા કર્યા હતા. ૧૦. ૧૩૯૮ માં મહમદ તઘલખ ના વખતમાં તૈમુરે સ્વારી કરી ઘણી ખરાબી કરી હતી. ૧૧. મુગલ બાબરે ૧૫૨૬માં ઇબ્રાહિમ લોદીના વખતમાં હિંદુસ્તાનપર સ્વારી કરી દિલ્લીમાં ગાદી સ્થાપી. ૧૨. મુગલ બાદશાહ મહમદશાહના વખતમાં ઇરાની નાદિરશાહે ૧૭૩૮ માં સ્વારી કરી. ૧૩. ઈ૦ સ૦ ૧૭૪૭–૫૨–૫૬–૫૯ અને ૧૭૬૧ માં મળી ઈરાનના રાજા અહમદશાહ અબદલ્લી (નાદીરનો સરદાર ) એ હિંદપર પાંચ સ્વારી કરી હતી. છેવટે હિંદના સુભાગ્યે ઈંગ્રેજી રાજ્યનો અમલ થતાં સઘળે શાન્તિ થઇ; અને રાજા રૈયત સુખચેનમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યાં.



## સૂચના.

આ સર્વમાન્ય થઇ પડેલી સસ્તી ચોપડીનાં ઘણા હરિફો વચ્ચે આઠમી આવૃત્તિ પસાર થઇ છે એથીજ તેનું મહત્વ જણાઇ આવશે.

કર્ત્તા સિવાય—મુંબઇ, સુરત, નવસારી, નડીયાદ, ડાકોર, ભાવનગર, રાજકોટ, લીંબડી, ગોંડલ, ધ્રોળ, અને કચ્છના પ્રખ્યાત પુસ્તકો વેચનાર પાસેથી વાજબી કમિશને જથાબંધ બૂકો મળી શકશે.

" **व्यवहारोपयोगी निबंध संग्रह** "— કિંમત આઠ આના પોષ્ટેજ માફ—દશ પછી દશાંશ કમિશન—છઠ્ઠા ધો. માં બહુ ઉપયોગી થઇ પડી છે—બીજી આવૃત્તિ તૈયાર—કેળવણી ખાતામાં લાઇબ્રેરી તથા ઇનામ માટે વાપરવા મંજુર થઇ છે—

મો. જે. બારોટ લીંબડી.

" **भूतळ, पिंगळ, आरोग्यविद्या, ने व्याकरणनी समज** "— ત્રણ આના—પોષ્ટ ૦।। આનો—સામટીમાં વીસ ટકા કમિ—છઠ્ઠા ધો. માં બહુ કામની—બીજી આવૃત્તિ તૈયાર—કર્ત્તા લીંબડી—કાઠિયાવાડ.

—સઘળી બૂકો રોકડેથી યા વેલ્યુપેએબલ તરીકે અપાશે.

